અલ્લાહો અકબર.

Reg. No. 25

# જંગે ઓહદ

( ઇતિહાસિક વાર્તા )

The Battle of Ohad

અનુવાદક તથા પ્રગટ કરનાર,

નિઝામુદ્દીન એ. કુરેશી.

પાંચપટી—અમદાવાદ.



આવૃત્તી ૧  પ્રત. ૧૦૦૦

સને ૧૯૨૪ હિજરી ૧૩૪૩

કીંમત દશ આના. આફ્રીકા ખાતે શી ૧-૩

# અર્પણ પત્રિકા.



મારી

આ વાર્તા

મોટારીના (ટ્રાન્સવાલ)

ની મેસર્સ તઈબ નાહનાદ

એન્ડ સન્સની પેઢી ચલાવનાર

**મી. અહમદ તઈબ ભાભેરે ને**

વાર્તાઓ વાચનના ભારે શોખીન

અને ખાસ કરી મારા પુસ્તકો

પ્રત્યે ખાસ પ્રેમ ધરાવતા

હોવાથી અર્પણ કરતા

આનંદ માનું

છું.

**નીઝામુદ્દીન એ. કુરેશી.**

---

ધી અમદાવાદ ફાઇન આર્ટ પ્રિ. પ્રેસ (છાપખાના) મા

**સુલેમાન ઈબ્રાહીમે** છાપ્યું.

ઠે. જુમા મસ્જીદ સામે,–અમદાવાદ.

# બે બોલ.



જો ઇસલામી તવારીખમાં બદરની લડાઇથી મુસલમાનોની અનુપમ ફતેહ સફળતા અને ઇસલામી મહત્તા જાહેર થાય છે તો જંગે ઓહદથી એક બીજીજ વાત જણાઇ આવે છે જેની કોઇપણ આગળ વધનારી અને ચડતી પાયરીએ ચડનારી પ્રજાના માટે ભારે જરૂરત છે અને તે નિષ્ફળતા તથા દુશ્મનોના મુકાબલામાં હાર છે. કેમકે સફળતા એક એવો નીશો છે કે જે ફતેહમંદ પ્રજાને મસ્ત અને ગાફિલ બનાવે છે. અગર આ નીશો ઉતારવા માટે કોઇ પણ વસ્તુ હોય તો તે નિષ્ફળતા છે. જ્યારે તે પ્રજા હારની ઠોકર ખાય છે તો ફરી તે ગફલતમાંથી બેદાર થઇ ચોંકી ઉઠે છે અને સાવચેતીથી આગળ પગ મુકે છે. ચડતીના મયદાનમાં આગળ વધનારાઓને નિષ્ફળતાના સબબેજ પોતાની કમજોરીનું ભાન થાય છે અને ભાવિષ્યમા આગળ પગ મુકતાં પહેલાં તે પોતાની કમજોરી દુર કરવાની કોશીશ કરે છે. તે માટે ખુદા તઆલાએ જંગેબદરની સફળતા પછી ઓહદની લડતમાં મુસલમાનોને અનુપમ પાઠ આપ્યો અને સંકટોના મુકાબલાથી હીમ્મત ન હારવા તથા સફળતામાં પરિણામથી ચેતતા રહેવાનો બોધ દીધો. આ કારણથીજ જંગે ઓહદની હારને ફતેહ કરતાં વધુ સરસાઇ આપી શકાય છે અને તેને પોતાની કમજોરીઓ દુર કરવા તથા સબળ થવાનું કારણ માનવામાં આવે છે.

દુશમનના મુકાબલામાં ઓછી સમજ વાપરવાનું નુકસાનકારક પરિણામ બતાવીને ખુદા તઆલાએ જંગે ઓહદમાં મુસલમાનોને ફરી એવી ભુલ ન કરવાનો પાઠ આપ્યો છે. દુશમન ગમે તેટલી નાની સંખ્યામાં કે

નિષ્ફળ હોય છતાં તેની પુરેપુરી તપાસ કરીને પછી પોતાનું બળ તે કરતાં વધારે રાખવું જોઇએ. અમોએ જંગે બદરમાં તેના કારણો અને તઇયારીઓ તથા આગળ પાછળની બધી હકીકતોનો સમાવેશ કર્યો છે. આ વાર્તા ઓહદની લડાઇ વિષે એટલા માટે લખવામાં આવે છે કે મુસલમાનો બદરની લડાઇની સફળતા વાંચ્યા પછી ગફલતના કારણે મળેલી નિષ્ફળતાને ન ભુલે. અને દરેક દુન્યાવી કામમાં પણ સાવચેતીથી પગલાં ભરે. બદર અને ઓહદની લડાઇઓના વચગાળેના બનાવો આમાંજ આટોપી લેવામાં આવશે પણ કદાચ કોઇ સાધારણ બનાવ મુકી દેવામાં આવે તો તે બિન જરૂરી હોવાના લીધેજ મુકી દેવામાં આવ્યો હશે એમ સમજવાને વાંચકોને વિનંતી કરવામાં આવે છે.

જંગે બદરમાં માત્ર ઇતિહાસિક બનાવોના વર્ણનથી રસીકતા જણાતી નથી તેથી આ વાર્તામાં તેનો બદલો વાળી આપવાની રહેજ કોશીશ કરવામાં આવી છે. એટલે ઓહદના બનાવોની સાથે વાર્તાને રસીક બનાવવા માટે પ્રેમનો ભાગ ઉમેરવાની કોશીશ કરી છે પરંતુ તેને અસલ ઇતિહાસિક બનાવોથી કોઇ પણ જાતની લાગવગ નથી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. એ ભાગ તદન બનાવટી અને મન ઘડત છે તેથી તેને ઇતિહાસની કસોટીએ નહી પારખવાની વાચક વર્ગને વિનંતી કરવામાં આવે છે.

મદીને મુનવ્વરાથી ત્રણ માઇલ દુર ઓહદ નામનાં પહાડની તળેટીમાં લડાઇ થએલી હોવાથી તેનું નામ "જંગે ઓહદ" મશહુર થવા પામ્યું છે. આ લડાઈ તા. ૭ મી શવ્વાલ સને ૩ હિજરીના દીવસે એટલે જંગે બદરથી એક વરસ અને કેટલાક દીવસ પછી થઇ હતી. આ લડાઇમાં કુફરેકોની તરફથી મક્કાના સરદાર અબુ સુફીયાન સખર

બિન હરસ ઉમવીએ આગેવાની લીધી હતી જે અબુજેહલના જહન્નમ વાસિલ થયા પછી ઇસલામની વિરૂધ્ધતા અને હઝરત રસુલે અકરમ સલ૦ની અદાવતમાં અગ્રપદ ધરાવતો હતો. ઓહદની લડાઇમાં મક્કાવાસીઓ બદલો લેવાના ભારે જુસ્સાથી ભરપુર થઇને આવ્યા હતા. તેઓ પોતાના માર્યા ગએલા સંબંધીઓનો બદલો લેવા ચાહતા હતા અને જંગે બદરમાં ભારે નિષ્ફળતા મળવાથી તેઓ બેચેન રહેતા હતા પણ ઓહદની લડાઇમાં સફળતા મળવાથી ફરી તેમનાં આંસુઓ પુછાવા લાગ્યા. ઓહદની લડાઇમાં હાર મળવાથી મુસલમાનોના દિલ પણ તુટવા લાગ્યા હતા પરંતુ હઝરત રસુલે અકરમ સલ૦ એ તેમને દિલાસો આપી તુટેલા દિલોને સધિયારો આપ્યો અને દુશમનોથી ફરી મુકાબલો કરવાની હીમ્મત બતાવી તેમના નિરાશ દિલોમાં નવ જીવન રેડી દીધું. જેથી ઓહદમાં જીત મળવાથી ફુલી બેઠેલા મુશરિકો મુસલમાનોનો વાળ સરખો એ વાંકો કરી શક્યા નહી અને મુસલમાનોએ થોડાજ સમયમાં આખી દુનિયામાં પોતાનો વાવટો ફરકાવી દીધો.

નિઝામુદ્દીન કુરેશી.



દરેક ઈસલામીએ આ પુસ્તકો વાંચવા જોઇએ

# હાલમાંજ બહાર પડેલા પુસ્તકો

**કમાલી શમશીર**—(ત્રી અંકી ડ્રામા) કમાલી વીરોની શમશીરોએ જે કમાલ કરી છે તેના આબેહુબ દેખાવો વાંચતાં શરીરમાં શુરાતન વ્યાપી જાય છે. અનાતોલીયામાં અંગોરા સલ્તનતની સ્થાપના અને ગ્રીકોના કમાલી વીરોએ કાઢેલા કચ્ચરઘાણનું નાટક ખાસ વાંચવા લાયક છે. આર્ટ પેપર ઉપર છાપેલા ચઉદ ફોટો સાથે કીમત રૂ. ૧-૮-૦

**દુશમને કમાલ**—આલા હઝરત ગાઝી મુસ્તુફા કમાલ પાશા અને તેમની કમાલી ચળવળના દુશમન જાસુસનું વાર્તા રૂપે વર્ણન. આર્ટપેપર ઉપર છાપેલા ફોટો સાથે કીમત દસ આના.

**નઝરબંદ ગાઝી**—સુલતાન મેહમુદ ગઝનવીએ સોમનાથના મંદીર ઉપર કરેલી ચઢાઇ વખતની રસીક વાર્તા કીમત રૂ. ૧-૮-૦

**જંગે બદર**—જંગે ઓહદ વાર્તા વાંચવા પહેલાં આ રસીક વાર્તા વાંચવી જોઇએ. સુંદર ફોટો અને નકશાઓ સાથે કીમત રૂ. ૧-૮-૦

નિઝામુદદીન કુરેશી

૩૪, અલી ઉમર સ્ટ્રીટ મુંબઇ નાં૦ ૩

# જંગે ઓહદ.

## પ્રકરણ ૧.

કોઇ ઉમ્મીદ બર નહીં આતી.
કોઇ સુરત નઝર નહીં આતી.

---

રાતના બાર વાગી ચુક્યા છે દુનિયા દીવસના થાકથી આરામમાં પોઢી છે પણ કેટલાક અભાગ્યા અર્ધી રાત પસાર થયા પછી પણ પલક મારવાને ભાગ્યશાળી થયા નથી. એવા લોકો કોણ હશે? જેમને પ્રેમ બાણ વાગ્યા હશે, જેમના જીગર પ્રેમ કટારીથી જખ્મી થયા હશે, જેઓ આશા અને નિરાશામાં ગોથા ખાતા હશે, જેઓ પ્રેમદાના વાયદા પ્રમાણે વાટ જોઇ બારણા તરફ આખો લગાવી બેઠા હશે અને જેઓ

આશકી ચીરત બગો બંદએ જાનાં સુદન.
દિલ બદસ્તે દિગરે દાદનો હયરાં સુદન.

શેર પડતા હશે. એવોજ એક અભાગ્યો મક્કા શહેરથી બહાર તનઇમ*ની ઘાટીઓમાં પત્થરની શીલા ઉપર બેઠો છે. ઘડીકમાં તે નીચી નજરોએ ઉંડા વિચારમા પડે છે અને ઘડીકમાં માથું ઉચું

---

* આ સ્થળેથી પસાર થઇ હાજીઓ ઉમરો લેવા માટે તનઇમની વાદીમા જાય છે.

ફરી સામેના માર્ગ ઉપર નજર નાંખી હાયકારો ખેંચે છે. થોડીકવાર આવી રીતે ગાળ્યા પછી તે પોતાના મનમાંજ બબડવા લાગ્યોઃ—

"લુબના, વ્હાલી લુબના ! કોણ જાણે અત્યારે તે શા કામમાં પડી હશે કે મારાથી મળવા ન આવી. અત્યારે તો દરરોજની પેઠે આવી જવું જોઇએ. શું કોઇ પીડામાં તો નહીં સપડાઇ હોય ? કોઇએ તેની સાથે અટકચાળું તો નહીં કર્યું હોય, મારી ગરીબ ગાય જેવી લુબના ! કોઇને ખોટું લગાડે તેવી તો નથી, દેરી વાર કેમ થઇ ? શું તે ઉંઘી તો નહી ગઇ હોય ? એમાં લગારે શક નથી કે બદરની લડાઇમાં તેના બાપ તથા ભાઇના માર્યા જવાથી તથા આખી કોમે શરમ ભરેલી રીતે હાર ખાવાથી તેના નાજુક દિલને ભારે દુઃખ પહોંચ્યું છે તેથી તે દર વખતે દિલગીરી અને દુઃખના દરીયામાં ગરકાવ રહે છે. છતાં પ્રેમની બળતરા એવી કમજોર નથી કે તે ઉપલા દુઃખોને દાબી ન દે. પ્રેમાગ્નિ બધા દુઃખોને બાળીને ભસ્મ કરી નાંખે છે અને માત્ર પ્રેમની યાદનેજ સજીવન રાખે છે. પણ આજે તો અર્ધી રાત પસાર થઇ ગઇ છતાં તે આવી નહીં. શું કરૂં ? મને તેના દર્શન વિના લગારે ગોઠતું નથી. તેના ઘર આગળ જઇને પોકારૂં કે જેથી દરશન થાય. ના, ના, તે બિચારી બાપ ભાઇ અને બીજા અતલગના ખેશીઓનો સોગ લઇને બેઠી છે. પણ તેમાં હું શું કરૂં ? મારૂં દિલ માનતું નથી. લુબનાના સુંદર ચહેરાના દરશન માટે આતુર છે. પણ સબુર, કદાચ તેને કોઇએ મારા તરફથી ભરમાવી તો નહીં હોય. ના, ના, તે એટલી ભોળી નથી કે કોઇના ભરમાવવામાં આવી જાય. પણ કદાચ એમ હોય તો, બસ મારી જીંદગી ખતમ થએલીજ સમજવી. હું લુબના વિના જીવી શકીશ નહીં. કદાચ કોઇએ એમ પણ કહ્યું હોય કે બદરની લડાઇમાં મેં એના બાપ ભાઇનું રક્ષણ ન

કરશું અને દુશ્મનના હાથે કતલ થવા દીધા. બીજું કાંઈ નહીં તો તેમના પર થનાર વાર વચ્ચે પડીને મેં મારા શરીર ઉપર શા માટે ન ઝીલ્યા ? અરે તેમના મરવા પછી હું જીવતો શા માટે આવ્યો ? બસ આ સવાલનો જવાબ મારી પાસે નથી. લુબના જો આ વિચારથી મારો ચહેરો ન જુએ તો માનવામાં આવે છે."

ઉપલો જવાન આ શબ્દો બોલતાં થર થર કંપવા લાગ્યો અને થોડીજ વારમાં એટલો કમજોર થયો કે ભોંય ઉપર પછડાઈને બેહોશ થઈ ગયો. અર્ધી રાતના સમયે તેને પડતો ઝીલનાર કે પડયા પછી પાણી છાંટીને હુશીયાર કરનાર ત્યાં કોઈએ ન હોતું. સવારનું અજવાળું થતાં પણ તે હોશમાં ન આવ્યો અને ધુળમાંજ પડયો રહ્યો. આફતાબ ઉદય થયા પછી તે રસ્તે જનારા લોકો એક જુવાન કુરેશીને બેદમ સ્થીતીમાં પડેલો જોઈ અજાયબીની સાથે તેની આસપાસ આવીને ભેગા થવા લાગ્યા. અને એક બીજામાં તે કોણ હશે તે બાબે પુછપરછ ચાલવા લાગી. કોઈ તેને વટેમાર્ગુ કહેતો તો કોઈ તેને મકકાનો રહેવાશી કુરેશી બતાવતો તો કોઈ તેને વનવગડાનો વખાનો માર્યો કહેતો અને કોઈ તેને શરાબી કહેતો ટુંકમાં જેટલા મુખ તેટલી વાતો. એટલામાં એક માણસે સુચના કરીઃ—

"ભાઈ ! આપણાં તર્કવિતર્કો ખોટાં, એ માણસને ઉઠાવી તેનેજ પુછોને ? આજ કાલ મકકાવાસીઓ એટલા બધા દુઃખમાં ડુબેલા છે કે કોઈ દારૂના પ્યાલાને હાથ સરખોએ અડાડતો નથી. તેથી આ માણસ પીધેલો હોય એમ લાગતું નથી. અલબતાં એ ગાંડો હોય તો કંઈ કહેવાય નહીં."

"હા એમ હોય તો નવાઈ નહીં" એક બીજા માણસે ટાપસી

પુરી:–"ચહેરા ઉપરથી તો એમજ જણાય છે. પણ પહેલાં તેને હુશીયાર કરવો જોઇએ તે પછી ખાત્રી થઇ જશે કે એ કોણ છે."

આ લોકો આવીજ રીતે વાતચીત કરતા હતા કે એટલામાં બીજા લોકો પણ માણસોનું ટાળું જોઇને આવી પહોંચ્યા અને ભોંય ઉપર બેફામ હાલતમાં પડેલા જુવાનને જોઈ પુછવા ચાહતાજ હતા કે એક જુવાન પોકારી ઉઠયો:–

"યા રબ્બાહો ! સુહેલ બિન ઉમરૂ ! પણ તે અહીં કયાંથી ?" આટલું બોલી તે જુવાન ભોંય ઉપર પડેલા જુવાનની પાસે બેસી તેને ઉઠાડવા લાગ્યો. શાંત સવારના સમયની ઠંડી પવનની લહેરીઓ અને જુવાનના ઉઠાવવાથી સુહેલે આંખો ખોલી દીધી અને પોતાને માણસોના ટાળાં વચ્ચે જોઇને ગભરાયો. પછી પોતાને ઉઠાવનાર જુવાનનો હાથ પકડી ઉભો થઇને અજાયબીથી પુછવા લાગ્યો:–

"તુઇમ ! અત્યારે તું અહીં કયાંથી અને આ ટોળું કેવું ?" આ સાંભળી તુઇમ બોલ્યો:–

"મારા અને ટાળાં બાબે ફરી પુછજે પણ પહેલાં એ બતાવ કે તું અહીં કયારથી પડયો હતો. લોકોના આટલા બધા ઘોંઘાટ પછી પણ તું હુશીયાર ન થયો. ભોગજોગે હું આ રસ્તે જતો હતો અને માણસોના ટાળાંને જોઈ આ તરફ આવ્યો તો તને પડેલો જેયો. મારી અજાયબીનો પાર રહ્યો નહીં અને તને ઉઠાવ્યો. પણ તું અહીં કેમ પડયો હતો ? શું ઘર કરતાં રસ્તામાં સુવાથી વધારે આરામ મળે છે ?" આ સાંભળી સુહેલે શરમાઇને કહ્યું:–

"હું રાતે આ તરફ ફરવા આવ્યો હતો અને અચાનક બેહોશ થઇને પડી ગયો. સુવા કે આરામ લેવા માટે રસ્તાનો ઉપયોગ ન થાય એટલું તો હું સમજી શકું છું"

"મને પણ એજ વાતની અજાયબી હતી." તુર્કી બોલ્યો:-

"માટે હવે કહે કે અહીં શા માટે આવ્યો અને કયા કારણથી બેહોશ થઇને પડયો." આટલું કહી તેણે લોકોને વિખરાઇ જવાની અરજ કરી એટલે તેઓ પોતપોતાના માર્ગે લાગ્યા અને જ્યારે તે બધા વિદાય થઇ ગયા ત્યારે સુહેલે કહ્યું:-

"મકકામાં પાછા ફર્યા પછી બદરમાં ખમેલી હારની યાદે બેચેન બનાવી દીધો એટલે આ તરફ સમી સાંજના વખતે કુદરતની કારીગીરી જોઇ દિલ બહેલાવવા અર્થે આવ્યો. પણ મારૂં દિલ શોક સાગરમાં ડુબેલું હતું. જેમ જેમ બદરમાં આપણી કોમને મળેલી હારનો વિચાર આવતો ગયો તેમ તેમ મારા હાથ પગ ઢીલા થતા ગયા અને તે હારના વિચારોએ મગજ ઉપર એટલો બધો કાબુ બેસાડી દીધો કે હું બેહોશ થઇને પડી ગયો."

"ઠીક, ત્યારે આ કારણના લીધેજ રાતે દારૂન નુદવાના જલસામાં તુ નહોતો" આ સાંભળી સુહેલે અધીરાઇથી પુછયું:-

"ત્યાં શું થયું ? મને દારૂન નુદવાના જલસામાં હાજર રહેવાનો મારે શોખ હતો. પણ મારા કમનસીબે મને ભાગ લેતાં અટકાવ્યો. વારૂ કહે તો ખરો ત્યાં શું થયું ?" આ સાંભળી તુર્કીએ હાયકારો નાંખતા કહ્યું:-

"આહ ! ન પુછ ? આપણી કોમે આજ સુધી એવો કમનસીબ દીવસ જોયો નહોતો જેવો બદરના મેદાનમાં જોવામાં આવ્યો છે. આજે કુરેશ કોમનું એક એક ઘર શોક સાગરમાં ડુબેલું છે. કેવા કેવા નામવર સરદાર અને ઉમરાવો કતલ થયા. અઢળગ ધનની સાથે કીમતી જીવ પણ કુરબાન થઇ ગયાં. હાય, અલી બિન ઉમઇયા અને તેના જેવા બીજા રંગીલા જુવાનો જેઓ આપણાં મંડળની શોભા સમાન હતા ધુળમાં

રગદોળાયાં છે. અતબા બિન અબી જેહેલ જેવા નામવર આગેવાનો કતલ થયાં છે. હવે મુસલમાનો વિરૂદ્ધની ચળવળની આગેવાની લેનાર ખરો મરદ બચ્યો કોણ છે? ગઈ રાતે દારૂન નુદવામાં મળેલી સભાએ અબુ સુફિયાન સખર બિન હરબ ઉમવીને આગેવાન બનાવ્યો છે. ઉપરાંત એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે મોહમ્મદ (સલ૦) અને તેના સાથીઓ ખુશી ન થાય તેટલા સારૂ કોમમાં કોઈ પણ માણસ કતલ થએલાઓ પાછળ રડાપીટ કે માતમ ન કરે. જો તેને ઘણુંજ લાગી આવતું હોય તો ચુપચાપ ઘરમાં અને દિલમાં દિલગીર થાય. પણ જાહેરમાં ચહેરા પ્રફુલ્લીત બનાવીને ફરે." ઉમૈર અહીં સુધી કહેવા પામ્યો હતો કે સુહેલે વચમાંથી વાત કાપી નાંખતાં કહ્યું:-

"એ ઠરાવ તો ઠીક છે પણ જખ્મી જીગરો તડપ્યા વગર કેમ રહી શકશે? જેના બેટીઓ મરાયા હશે તેઓ રડયા વગર કેમ રહેશે? આવા ઠરાવ ઉપર અમલ થાય એ અસંભવિત જેવું જણાય છે. વારૂ આ વાત બાજુએ મુકી મને કહો કે રાતની સભામાં મોહમ્મદ (સલ૦) અને તેના સાથીઓથી બદલો લેવા માટે શું ઠરાવ કર્યો?"

"આ ઠરાવ કાંઇ એકજ દીવસમાં થઇ શકે તેમ નથી" ઉમૈર બોલ્યો:-"એના માટે થોડો વખત વિચારવા સારૂ પસાર થવો જોઇએ. બદરમાં સખત હાર ખાધા પછી એકાએક બળવાન હુમલો કરવાનું કામ સહેલું નથી. થોડાક મહીના એકત્ર બળ એકઠું કરવા માટે ધીરજ ધરવી પડશે બદલો તો લેવામાં આવશેજ. અને તે પણ એવી રીતે કે મુસલમાનોનું નામ નિશાન પણ દુનીયામાં રહે નહીં. પણ આ કામ માટે થોડાક વખત પસાર થવો જોઇએ. હાલ તરત તો અબુ સુફિયાનને કોમની સરદારી આપવામાં આવી છે તે જે મુનાસબ

સમજશે તે કરશે. તેણે પોતાના બાપના ખુનનો બદલો લેવા અને આખી કોમના માથે હંદનો જે કલંક લાગ્યો છે તે દુર કરવા સોગંદ ખાધા છે અને દરેક જાતના એશ તથા ખુશી તે સમય સુધી પોતા માટે હરામ ઠરાવ્યા છે કે જ્યાંસુધી મોહમ્મદ (સ.લ૦) અને તેના સહાબીઓથી માર્યા ગએલાનો બદલો ન લઇ લે વળી તે સાથે તેણે માથું નહીં ધોવાની નહીં ન્હાવાની અને કોઇ પણ જાતના એશ નહીં કરવાની બાધા લીધી છે.” સુહેલ આ સાંભળી ખુશી થતાં બોલ્યો :—

“આ ઉપરથી તો આપણે બહુજ જલદી લડાઇમાં ભાગ લઇશું એવી આશા જણાય છે. કેમ તું શું ધારે છે?”

“એજ કે કદાચ બહુજ જલદી અને તે પણ બે એક દીવસમાં ચાલવું પડે. હું તો બિલકુલ તઇયાર છું અને જાણવામાં તને પણ કોઇ જાતની અડચણ નહી હોય? તારે તો તારા બે કાકાઓનો બદલો લેવાનો છે”.

આ સાંભળી સુહેલના હોશ ઉડી ગયા. તેણે મનમાં વિચાર્યું કે લુબનાની મુલાકાત લીધા વગર લડાઇ પર ચાલ્યો ગયો તો ફરી કોણ જાણે તેનો મનહર ચહેરો જોવા મળશે કે નહીં. લડાઇનું પરિણામ શું આવશે તેની કોને ખબર છે. બદરમાં અમારી સંખ્યા દરેક રીતે જોતાં વધારે અને બળવાન હતી પણ આંગળીના ટેરવા ઉપર ગણી શકાય એટલા મુસલમાનોએ અમારૂં કચડઘાણ કાઢી નાંખ્યું અને અમને એવી રીતે નીચું દેખડાવ્યું કે હવે અમે કોઇને અમારૂં મોઢું દેખાડવા લાયક રહ્યા નથી. અમે હાર ખાઇને ખુવાર ખસ્તા થઇને પાછા આવ્યા ત્યારે મક્કાની સ્ત્રીઓ અમને કેવી તીરસ્કારની નજરે જોતી હતી. આહ, તેમની નજરોજ અમને મરી જવા સમાન લાગતી હતી. લુબના મારી

વ્હાલી લુબના મારા શુરાતન વિષે કેવા વિચાર ધરાવતી હશે? ખરેખર તે મને નામર્દ અને નિર્બળ સમજતી હશે અને તેમ શા માટે ન સમજે? મેં ખરેખર બીકણ અને નામર્દનોજ પાઠ ભજવ્યો છે. હવે હું તેને ચહેરો બતાવી શકતો નથી. અરે તે પોતેજ મારા જોવાનો ચહેરો જોવા નહીં ચાહતી હોય." સુહેલ આવા વિચારોમાં ઘેરાએલો હતો. તુઇમ તેના તરફના જવાબની વાટ જોતો ઉભો હતો. પણ જ્યારે સુહેલની તરફથી કાંઇ જવાબ ન મળ્યો તો તે સમજ્યો કે અત્યારે તે પોતાના કાકાઓના માર્યા જવાથી તેનો બદલો લેવાની ધુનમા લાગી ગયો છે. તેથી થોડીક વાર ચુપ રહ્યો અને તે પછી બોલ્યોઃ—

"અમારા તરફથી છેવટનો ફેસલો કરવા માટે લડાઇની તૈયારી હમણાંજ કરવામાં આવે એમ હાલ તરત તો જણાતું નથી. અલબત એકાદ હુમલો કરવા કે છાપો મારવામાં આવે તો અજબ થવાની જરૂર નથી. કેમકે આવી તૈયારીઓ થતી હોય એવો મને ભાસ થયા કર્યો છે." સુહેલ આ સાંભળી વિચાર સાગરમાંથી જાગ્રત થતાં બોલ્યોઃ—

"તુઇમ! એવી તૈયારીઓના તેં કયા ચિન્હો જોયાં?"

"મારાથી પુછવામાં પુરેપુરી માહીતી નહીં મળે. કેમકે હું એ વિષે કાંઇ વધુ જાણતો નથી. શહેરમાં ચાલવાથી પોતાની મેળે બધું જણાઇ આવશે. ચાલ હવે શહેરમાં ચાલીએ અને આપણા સરદારથી એ બાબે પુછપરછ કરીએ."

બંને જણ લાંબા ડગ ભરતા શહેર તરફ વિદાય થયા.



# પ્રકરણ ૨.

**યું કેહતેથે યે કેહતે વો કેહેતે જો વો આતા**
**સબ કેહનેકી બાતેંથીં કુચ્છભી ન કહા જાતા**

આફતાબ આખા દીવસની મુસાફરીથી થાકીને પશ્ચિમમાં આરામ માટે જઇ ચુકયો છે અને ચાંદના મહીનાની પહેલી તારીખો હોવાથી ચંદ્રમાએ પોતાની મીઠી ચાંદનીની ચાદર દુનિયાની સપાટી ઉપર પાથરી દીધી છે. લોકો કામ ધંધાથી પરવારી પોતપોતાના ઘેર જવાની તૈયારીમાં છે. ઢોરઢાંકરો ચારો ચરીને પોતાના ઠેકાણે આવી પહોંચ્યા છે અને ઘરના બૈરાં છોકરા ખાવાપીવાની તૈયારીમા પડયાં છે. આવા સમયે મક્કાના પુરાતન દેવસ્થાન ખાનએ કઅબા પણ તવાફ કરનારાઓથી ખાલી થતું જાય છે. અને ઘણાજ થોડા માણસો બાકી રહેવા પામ્યા છે જેઓ ખાનએખુદા અથવા તેની આસપાસ મુકેલા દેવોની પુજા પાઠમાં લાગેલા છે. આવા પુજા પાઠ કરનારાઓમાં સ્ત્રીઓ અને પુરૂષો છે અને કેટલાક માણસો ચાહે ઝમઝમમાથી પાણી ભરીને સબીલોના માટલાઓમાં નાંખતા જણાય છે. ચાંદની શરૂ તારીખો હોવાથી ચાંદનીનો પ્રકાશ ઘણોજ આછો છે અને તેથી જેમ જેમ વખત પસાર થાય છે તેમ તેમ પ્રકાશમાં મંદતા આવવાથી લોકોના ચહેરા ઓળખાતા નથી. લોકો વિખરાવા લાગ્યા પણ કુરેશ કુટુંબના સહુથી મોટા દેવ 'હુબલ' ની આગળ એક લાંબા કદનો માણસ માથું નમાવી ઘુંટણમંડીએ પડી ભારે અદબ અને નમનતાઇથી મનમાં બડબડી રહ્યો છે. લગાર ધ્યાન પુર્વક જોવાથી જણાય છે કે તે સુહેલ બિન ઉમરૂ છે જે લુબનાના દર્શન ન થવાથી પોતાના મોઢા

દેવ કુબલની સેવામાં હાજર થઇ તેના દર્શન થવાની અરજ ગુજારી રહયો છે. આજે લડાઇના મયદાનમાંથી પાછા ફર્યાને લગભગ પંદર દીવસ વીતી ચુકયા છે છતાં આજ સુધી લુબનાની મુલાકાત થઈ નથી. તે આખો દીવસ અને રાત લુબનાની વાટ જોવામાં પસાર કરે છે અને તેના નામનોજ જાપ જપે છે છતાં લુબનાએ પોતાનો ચહેરો સરખો પણ બતાવ્યો નથી. અત્યારે તે કુબલ દેવતાની આગળ ભારે નમનતાઇથી કહી રહયો છે કેઃ–

" ઓ મારા કુટુંબના સઉથી મોટા દેવ ! મારા દિલપર મારો કાબુ રહયો નથી. હવે તે તદન કાબુ બહાર થઇ રહયો છે. લુબના વહાલી લુબનાના દર્શનની તેને ભારે અભીલાષા છે અને રાત દીવસ તેનીજ ય઼ંદમાં તડપી રહયો છે. પણ લુબનાના દર્શન થતાં નથી. ખરેખર લુબના મારાથી કંટાળી ગએલી લાગે છે નહીં તો તે આવ્યા વગર રહેત નહીં. હવે તો તુંજ મારી હાલત ઉપર દયા ખા અને તે અગરર લુબનાના જીગરમાં મારા પ્રેમની અગ્નિ ભડકાવ કે જેથી તે મને આવીને મળી જાય મારા ખુદા, તુ તારા બંદા ઉપર આટલી મહેરબાની કર માત્ર એકજ પખવાડીઆમાં હું અધમુવો થઇ ચુકયો છું અને જો થોડાજ દીવસ વધુ લુબનાની જુદાઇમાં પસાર કરવા પડશે તો વગર મોતે મરી જઇશ માટે ઓ દેવોના દેવ તારા દાસ તરફ રહેમની નજર નાંખ."

સુહેલ અહીં સુધી કહેવા પામ્યો હતો કે પાછળથી કોઇએ પોતાનો નાજુક હાથ તેના ખભા ઉપર મુકયો એટલે તરતજ હાથ મુકનારની તરફ નજર નાંખી તો તેની અજાયબીનો પાર રહયો નહીં. તે તદન બેબાકળો બની ગયો અને ખુશીના આવેશમાં અર્ધ ગાંડો બનીને દેવતા આગળ નાચવા ને કુદવા લાગ્યો. લુબનાએ સુહેલની

આવી રથીતી જોઇ, તો નાક ઉપર આંગળી મુકી ચુપ રહેવાનો ઇશારો કર્યો અને ફરી ચુપચાપ ચાલવા માંડ્યું. સુહેલ દેવતાને છેલ્લું નમન કરવાનું પણ ભુલી ગયો અને દીવાનાની પેઠે તેની પછળ લાગ્યો. બાબુસ્સલામી બહાર નીકળી બજારની સડક ઉપર લાંબા ડગ ભરતો લુબનાની પાસે પહોંચ્યો એટલે લુબનાએ આસપાસ જોયું અને કોઇ બીજું ન હોવાની ખાત્રી કરી ઉભી રહેતાં બોલીઃ—

"ઇબ્નયકા અન્ની યા સુહેલ! મારાથી દુરજ ઉભા રહેજો, હું તમારાથી વાત કરવા ચાહતીજ નથી. શા માટે મારી પાછળ પડ્યા છો? જો તમે એક ડગલું પણ આગળ ભર્યું તો બુમ પાડી લોકોને ભેગા કરીશ" આ સાંભળી સુહેલના રહ્યા સહ્યા હોશ પણ ગુમ થઇ ગયા પણ પોતાના જીગર ઉપર કાબુ રાખી હાથ જોડતાં નમનતાઇથી બોલ્યોઃ—

"લુબના, વ્હાલી લુબના!" આ સાંભળતાંજ લુબનાએ તેને આગળ બોલતો અટકાવીને કહ્યુંઃ—

"વ્હાલી!! બસ ચુપ રહો, આ શબ્દ ફરીવાર જીભ ઉપર લાવતાં ચેતો નહીં તો ફરી જોવા જેવી થશે."

"નહીં, નહીં આવું ન બોલો" સુહેલ પગે પડતાં ગદગદીત કંઠે બોલ્યોઃ—"મને આ શબ્દ બોલવાની ટેવ પડી છે તે મરતાંએ છુટે એમ નથી. લુબના! તને હું વ્હાલી ન કહું તો શું કહું? હાય! મારા જીગરમાં તારા પ્રેમે વાસ કર્યો છે તે હું તને કેવી રીતે દેખાડું. પણ શું તું મારાથી નારાજ છે? બેશક મેં નારાજીનું કામ કર્યું છે. એ લડાઇમાં દુશ્મનથી લડીને જીવ શા માટે ન આપ્યો? અરે દુશ્મનને હરાવી ફતેહ ન મેળવી તો ફરી અહીં જીવતો પાછોજ કેમ આવ્યો? તારા બાપ અને ભાઇને બચાવી ન શક્યો અને હારેલા લોકો સાથે આ પાછો ફર્યો, બેશક મારા જેવા હાયકારા અને નામર્દનો

ચહેરો તારા જેવી બહાદુર બળાને જોવા લાયક રહ્યો નથી પણ લુબના હું આટલું તો અવશ્ય કહીશ કે આ લડાઇ મોહમ્મદ (સલ૦) અને તેના સાથીઓની સાથે ન હોતી બલકે પાક પરવરદિગારની સાથે મુકાબલો હતો. તેથી તેના ફિરીશતાઓએ કુરેશને તેમની વડાઇઓનો સ્વાદ ચખાડી દીધો.”

“બસ રહેવાદો” લુબના ચિરડાઇ જતા બોલી:—“ પોતાનું બીકણપણું છુપાવવા માટે ખોટા બહાના શા માટે શોધો છો ? પણ નહીં તમે એકલાજ નામર્દ અને બીકણ નથી બધા મક્કાના કુરેશીઓ એમજ કહીને પોતાનું બીકણપણું સાબીત કરી રહયા છે. પણ હું તે માની સકતી નથી. અમારી કોમે મોહમ્મદ (સલ૦)ને (મઆઝલ્લાહ મઆઝલ્લાહ) અસત્ય કહયો અને હજુ સુધી કહે છે. તેના મુકાબલામાં જવાનું કારણ પણ એજ હતુ કે કોઇબી રીતે તેના અસત્યને જાહેર કરવામાં આવે જેથી તેના શિક્ષણનો ફેલાવો અટકાવી શકાય. પરંતુ તમો લોકો પાશેરામા પહેલી પુણી વખતેજ હીમ્મત હારી બેઠા. મોહમ્મદ (સલ૦) અને તેના સાથીઓની સંખ્યા નાની હતી અને સરસામાન પણ બરાબર ન હોતું એ જોઇને તમે તમારી મોટી સંખ્યા તથા સંપુર્ણ સર સામાન ઉપર કુદણજી બની ગયા. મુસલમાનોને પોતાની નાની સંખ્યા તથા સર સામાનની કમીનું ભાન હતું વળી તેઓ સમજતા હતા કે જો આ લડાઇમાં હાર ખાધી તો ફરી કયાંએ ઠેકાણું નહીં રહે તેથી તેઓ જીવપર આવીને લડયા. તમો લોકો તેમની અડગતા અને બહાદુરીમા અંજાઇને હીમ્મત હારી બેઠા. ફતેહમંદી હીમ્મત અને અડગતાને તાબે છે. જે પ્રજા જીવપર આવીને લડે અને કટોકટીના પ્રસંગે પોતાના હોશકોશ દુરસ્ત રાખે તેની ફતેહ થાય છે. તમે મુકાબલો કરવા પહેલાંજ હામ્મત હારી બેઠા જેથી હાર્યા અને હવે

ફિરીસ્તાઓ અને આકાશી લશકરની મદદની વાતો કરો છો શરમાઓ, લજાઓ." આ સંભળી સુહેલે ખાત્રી આપતાં કહ્યું:-

"લુબના ! તમે ચાહો તે દલીલો કરો અને ગમે તે સમજો, હું જે કાંઇ કહી રહ્યો છું તે હું એકલોજ કહેતો હોઉં તેમ નથી, લડાઇમાં શામેલ થનારા બધા મક્કાવાસીઓ આ બનાવ પોતાની આંખે જોઇ ચુક્યા છે, અમારામાંનો એક એક બહાદુર હજારો જનાં મંદો ઉપર ભારે હતો પણ ત્યાં એકની એ ન ચાલી. ગણત્રીના મુસલમાનો અમારા કરતા ત્રણ અને ચાર ગણા દેખાતા હતા. કદાચ મારા જોવાની આંખે આ બનાવ જોવામા ભુલ કરી હોય પણ શું ત્યા બીજા બધા જોવામાં ભુલ્યા હતા? અતબા બિન રબીયા જેવા બહાદુર સરદાર, તેનો દીકરો વલીદ અને તેનો ભાઇ સૌથી પહેલાં મેદાનમાં ગયા અને જોતજોતામા કતલ થઇ ગયા. અબુ જેહેલની દીલેરી અને કુરેશના બીજા શુરવીરોની લડાયક કુનેહ લગાર પણ કામમાં ન આવી. અમારી સ્થીતી અજબ થવા જેવી થઇ હતી. એમ જણાતું હતું કે જાણે, શરીરમાંથી શકિતનો લોપ થઇ ગયો હતો. માથા કપાવા માટે ઝુકાવી દીધાં હતા અને જીવતા પકડાવા માટે વગર હાલે ચાલે ઉભા હતા. તમે તો મક્કામા ઘરની અંદર બેઠા હતા તેથી તમને શી ખબર કે મક્કાના બહાદુરોને શા કારણે સખત હાર ખમવી પડી." સુહેલ અહીં સુધી પહોંચ્યો હતો કે લુબના ઉશ્કેરાઇ જતાં બોલી:-

"બસ, આગળ ન બોલો. હું બધાને બીકણ અને નામર્દ કહું છું અને જયારે પણ આવી હારનો વિચાર કરૂં છું તો આવા હિચકારાઓને પોતાના હાથેજ કતલ કરી નાંખવાનું મનમાં થઇ આવે છે. ખાસ કરી તમારા પ્રત્યે તો સખત ધીક્કાર છે. ચહેરા તરફ જોવાનું પણ ગમતું નથી. તમે એમ ન સમજતા કે હું તમને બીજા કોઇ

વિચારથી બોલાવા આવી હતી. મારી મતલબ તો એટલીજ હતી કે તમારા મોઢે તમારા બાયલા અને બીકણ પણાંનું વર્ણન કરી તમને શરમાવું લજાવું અને જો તમારામાં લગાર પણ વડવાઓના લોહીનો અંશ બાકી હોય તો તમને કહું કે જ્યાં સુધી તમે મોહમ્મદ (સલ૦) અથવા તેના સાથીઓમાંથી કોઇને કતલ કરી પોતાની કોમનો બદલો નહીં લો ત્યાંસુધી હું તમને વાત કરવા લાયક અને મારા બરાબરના સમજીશ નહીં. માટે હવે તમે બદરમાં ખાધેલી હારનો ડાઘ ધોવાની કોશીશ કરો અને દુશ્મનોથી બદલો લો." આ સાંભળી જુસ્સાથી સુહેલ બોલ્યો:-

"હું પણ એજ ચાહું છું. બદલો લીધા વગર મને પણ ચેન નહીં પડે. હું પોતેજ હારની અગ્નિમાં બળી રહયો છું તેમાં તારી શરમાવનારી અને લજાવનારી વાતોએ તેલ હોમ્યું છે. તું ધીરજ રાખ. તારો સુહેલ આવું તીરસ્કાર પાત્ર જીવન ગાળી શકતો નથી. તે જશે અને વડીલોનો બદલો લેશે અને તે પછીજ તને પોતાનો ચહેરો બતાવશે. બસ હવે ખુદા હાફિઝ, તું તારા રસ્તે અને હું મારા રસ્તે" સુહેલને આવી રીતે જુસ્સામાં આવેલો જોઇ લુબના ખુશી થતાં બોલી:-

"લાત અને હુબલ દેવો તમારી રક્ષા કરે, જાવ જે બોલ્યા છો, તે પાળજો અને વીર બનીને પાછા વળજો" આટલું બોલી લુબના હરમમાં ચાલી ગઇ અને સુહેલ બજારમાં થઇને પોતાને ઘેર ગયો.



# પ્રકરણ ૩

## ના કામીયોંને સાથ ન છોડા કહ મેરા
## તદબીર કાર લાખ બનાઇ બિગડ ગઇ

બદરની લડાઇ પછી બની ઉમઇયા કુટુંબના વડા અબુ સુફિયાન સખર બિન હરબને મક્કામાં કોમની સરદારી અપવામાં આવી. એટલે આજકાલ તેનું ઘર ઇસલામની વિરૂદ્ધતામાં સલાહ મશવેરા કરવાનું મુખ્ય ધામ હતું. મુસલમાનો વિરૂદ્ધ ચઢાઇ કરવાની દરરોજ સલાહો થાય છે અને આખી કોમ એજ વિચારમાં લીન બનેલી છે. બદરની લડાઇમાં ઉઠાવેલા અપમાનનો બદલો હઝરત મોહમ્મદ સલ૦ અને તેમના અસહાબોથી લેવા પાછળ બધું બળ ખર્ચ થઇ રહ્યું હતું પણ કુરેશીઓ અને મક્કાવાસીઓની હીમ્મત તુટી ચુકી હતી અને તેથી તેઓ એકાએક કોઇ મોટી ચઢાઇ માટે તૈયાર થઇ શકતા નહોતા. અબુ સુફિયાને મદીના સુધી પોતાના જાસુસો બેસાડી દીધા છે તેથી રસુલે ખુદા સલ૦ અને મુસલમાનોની હિલચાલની દર પળે તેને ખબર મળતી રહે છે. મદીનાના મુનાફિકો અને યહુદીઓથી તેને આવી બાતમીઓના બાબમાં ઠીક મદદ મળતી રહે છે. આ લોકો રસુલે અકરમ સલ૦ની બધી હીલચાલની રજેરજની ખબર મક્કાવાસીઓને આપે છે. બદરના બનાવને બે અઠવાડીયાજ વિત્યા હશે કે અબુ સુફિયાનને ખબર મળી કે મોહમ્મદ સલ૦ બદરથી મદીનામાં પધાર્યા પછી માત્ર એકજ અઠવાડીયું ત્યાં રહ્યા અને શવ્વાલ મહીનાની શરૂઆતમાં બની સલમ ઉપર હુમલો લઇ ગયા.

પોતાની ગેરહાજરી દરમીયાન તેઓએ સબાઅ બિન અરફુતાને મદીનાનો આમિલ મુકરર કર્યો અને અલ કદર સુધી પહોંચીને ત્યા ત્રણ દીવસ સુધી મુકામ રાખ્યો. આ હુમલામાં દુશમનથી મુકાબલો થયો નહીં અને ખેરીઅતના સાથે હઝરત રસુલે અકરમ સલ૦ મદીને પાછા ફર્યા. આ સમાચાર કુરેશીઓને બુરી કરી શકયા નહીં. તેઓને મુસલમાનોના વધતા જતા બળથી ભારે ભય લાગતો હતો તેથી તેઓ પોતાની તરફથી છેડતી કરવામાં પાછી પાની કરતા હતા. પણ અબુ સુફિયાન પોતાની નવી સરદારી ઉપર ભારે મગરૂર હતો અને હવે આ સરદારી એના કુટુંબમાં જ રહે એવી કોશીશમાં હતો. વળી જયાં સુધી હઝરત મોહમ્મદ સલ૦ ઉપર હુમલો કરે નહીં ત્યા સુધી ન્હાવા ધોવા અને કોઇ પણ જાતની એશ અશરત અને મોજમજાહ માણવાની બાધા રાખી હતી. તેણે સહુથી પહેલા બદરમાં કેદ પકડાએલાઓને છોડવવાની કોશીશ કરી અને જેવી રીતે બન્યું તેવી રીતે દંડ ભરીને કે બીજી રીતે શવ્વાલ અને ઝીલકઅદના બે મહીનાઓમા બધા કેદીઓને છોડાવીને મકકામાં બોલાવી લીધા આ બહુજ જરૂરી વાત હતી કેમકે કેદીઓના કેદમાં હોવાના કારણે તે મદીના ઉપર એવી બીકથી હુમલો કરી શકતો નહોતો કે રખેને મોહમ્મદ સલ૦ તેમને કતલ કરી નાંખે અથવા ગજા ઉપરાંત દંડની રકમની માંગણી કરે. જયારે બની સલમ ઉપર હુમલો લઇ જવાની અને ત્યાંથી કોઇ પણ જાતના નુકશાન વગર પાછા ફરવાની ખબર અબુ સુફિયાને સાંભળી તો તે બળીને ભષ્મ થઇ ગયો અને દર વખતે મદીના ઉપર ચઢાઇ લઇ જઇને બદલો લેવાનો લાગ શોધતો રહ્યો.

એટલામાં ઝિલહજનો મહીનો આવ્યો. મકકાના મુશરિકોએ પોતે એકલાએજ હજની રસમ અદા કરી અને કાફેરોની બીકથી મુસલમાનો હજમાં ભાગ લઇ શકયા નહીં. પણ એક પાકી વયે પહોંચેલા સઅદ

બિન નોઅમાન નામના અનસારી સહાબી એવા વિચારથી ઉમરો અદા કરવા માટે ગયા કે કુરેશીઓ હાજી અને ઉમરો અદા કરનારાઓને પજવતા નથી. તે દીવસોમા અબુ સુફિયાનનો એક દીકરો બદરના કેદીઓમાથી મદીનામા કેદ હતો. મક્કાવાસીઓએ અબુ સુફિયાનને વારંવાર તેનો બદલો મેકલાવીને મક્કે બોલાવવા માટે કહ્યું હતુ પણ તે ગણકારતો નહોતો અને કહેતો હતો કેઃ–"મારા ભાઇ હનઝલાનું ખુન થઇ ચુક્યું છે અને હવે દીકરાના ન્હડ ભરૂં તો જાન અને માલ બન્નેના નુકશાનમા ઉતરૂ ? મને તની દરકાર કરવા નથી. ભલે મુસલમાનો તેને કેદમા રાખે." થોડા દીવસ પછી સઅદ બિન નોઅમાનના ઉમરો અદા કરવા માટે મદીનાથી મક્કે આવવાની તેને ખબર મળી એટલે તમને પકડીને કેદ કરી લીધા અને મુસલમાનોને ખબર આપી કે ઉમરૂને આપીને પોતાના માણસ લઇ જાય. થયું પણ એમજ કે સઅદ બિન નોઅમાનના બદલામા મુસલમાનોને તેના દીકરા ઉમરૂને કેદમાથી છોડવો પડયો. ટુકમાં એટલુંજ કે હજના દીનો પસાર થયા પછી બસ્સો સવારોનું લશ્કર લઇને અબુ સુફિયાન મક્કાથી રવાના થયો અને પોતાની કસમ-બાધા પુરી કરવા માટે મદીના ઉપર હુમલો લઇ ચાલ્યો.

મદીના મુનવ્વરાની પાસે બલ અરીઝ નામનું સ્થળ છે જે યાહુદીઓના રહેઠાણ તરીકે પ્રખ્યાત હતું. ત્યાના યહુદીઓ હઝરત રસુલે અકરમ સલ૦ની સાથે ખુદા વાસ્તેની દુશમની રાખતા હતા. પણ અનસારી કબીલાઓના લીધે તેઓ મુસલમાનોથી જાહેરમા વિરૂદ્ધતા કરી શકતા નહોતા તેમજ રસુલે ખુદા સલ૦ને દુઃખ પણ આપી શકતા ન હોતા. અલબતા છુપી રીતે હઝરત રસુલે અકરમ સલ૦ તથા મુસલમાનોને દુનિયાની સપાટી ઉપરથી નાબુદ કરવાના 'કુપાં

કાવત્રાં રચતા હતા. આ બીના હઝરત રસુલે અકરમ સલ૦ જાણતા હતા પણ આપ હમવતન અને પાડોશીઓથી લડવાને પસંદ કરતા નહોતા અને વળી તેમના કાવત્રાંઓની જાણ થવા છતાં પણ એટલા માટે નાંખતી કરતા હતા કે કદાચ તેઓ કોઇ વખતે ઇસલામનો સ્વીકાર કરી ખરા માર્ગ ઉપર આવી જાય. તેમના અપશબ્દો, દુઃખ આપનાર વાતો અને ઉશકેરનાર કામોને દર ગુજર ફરમાવતા હતા. યહુદીઓ પણ આપની સાથે ઉઘાડી દુશમની કરતાં બીહતા હતા. તેમની વસ્તી માત્ર અલ અરીઝમાંજ નહોતી બલકે મદીનાની આસપાસના રહેઠાણોમાં તેઓ મોટી સંખ્યામાં વસતા હતા અને લડાયક જુસ્સો ધરાવનાર અરબોની સાથે રહેવાથી તેઓ પણ લડાયક કુનેહથી જાણીતા થઇ ગયા હતા. તેઓએ પોતાના રહેઠાણોને કિલ્લાના આકારમાં ગોળ કુંડાળા સમાન બનાવી લીધા છે. જેથી દુશમનના હુમલા વખતે બચાવ થઇ શકે અને દુશમન હુમલો કરે તો એકત્ર બળથી તે મુકાબલો કરી તેના મારથી બચી શકાય. મદીનાના યહુદીઓના ટોળા બે કુટુંબો એટલે બની નસીર અને બની કરીઝાથી સંબંધ ધરાવતા હતા. બની નસીરને આપની સાથે ઓછી અદાવત હતી પણ બની કરીઝા મુસલમાનોના લોહીના તરસ્યા હતા.

હજના અરકાન અદા કરવાની રસમ પુરી થતાંજ અબુ સુફિયાન બસો સવારો લઇને મદીનાની તરફ રવાના થયો. તે પોતે લીધેલી બાધા અને ખાધેલા સોગંદ ઉતારવા અર્થે જઇ રહ્યો હતો. તે ઝપાટાબંધ ગયો અને મદીનાથી એક મનઝીલ દુર પહાડની તળેટીમાં મુકામ કર્યો. તે પહાડનું નામ નીબ હતું. મકકાવાસીઓએ નીબની તળેટીમાં પોતાના તંબુ ઉભા કર્યા. જ્યારે રાત પડી તો અબુ સુફિયાન પોતાની જાતે એકલો છુપી રીતે બની નસીર યહુદીઓની વસ્તીમાં ગયો. પહેલાં તેણે

એક ઘરનું બારણું ઠોક્યું. આ ઘર હુઇ બિન અખતબનુ હતુ, તે બની નસીર કુટુંબનો સરદાર હતો. અબુ સુફિયાનને આવેલો જોઇ હુઇ બિન અખતબે મુલાકાતની તક ન આપી એટલે તે નિરાશ થઇને બની નસીર કુટુંબના બીજા આગેવાન અને માનીતા સરદાર સલામ બિન મશકમને ત્યાં ગયો. સલામને જ્યારે અબુ સુફિયાનના આવવાના સમાચાર મળ્યા તો તેણે તેનો આદર સત્કાર કર્યો. ખાણું ખવડાવ્યું તથા દારૂ પાયો અને મુસલમાનોની બધી બાતમીઓ આપી તેમની હિલચાલથી જાણીતો કર્યો. અબુ સુફિયાન પોતાની નેમમાં સફળતા મેળવી પાછલી રાતે પોતાના મુકામે આવ્યો. હવે તેણે એક યોજના ઘડી અને પોતાના સાથીઓમાંથી થોડાક બહાદુર તથા દિલેર માણસોને ચુંટી કાઢી તેમને હુકમ આપ્યો કે-"તમે આગળ વધતા જાવ અને મદીનાની અંદર અથવા બહાર જે મુસલમાનને જુઓ તેને કેદ કરો અથવા મારી નાંખો."

અબુ સુફિયાનના હુકમથી તે ટોળામાંથી કેટલાક સવારો તેણે બતાવેલી રીતીએ મદીનાની તરફ ગયા અને મદીનાની બહાર અરીઝ સ્થળે આવેલા ખજુરોના સુંદર બાગમાં પેઠા અને ત્યાં આગ લગાડી દીધી. જોગજોગે એક અનસારી મુસલમાન પોતાના ભાગીદાર મિત્રની સાથે ખેતરમ. કામ કરતા હતા. એટલે આગ લગાડયા પછી કુરેશીઓના આ ટોળાએ બંને મુસલમાનો ઉપર હુમલો કરી તેમને મારી નાંખ્યા અને જે બાજુથી આવ્યા હતા તે બાજુ ચાલ્યા ગયા.

મુસલમાનો ઉપર આ છાપો તેમની અજાણતામાં મારવામાં આવ્યો હતો. બે માણસોના માર્યા જવાથી અને ખજુરોના બગીચાઓમાં આગના ભડકાઓ દેખાતાં આજુ બાજુના લોકો ધાકમાં આવી ગયા એટલે તેઓએ તરતજ આ વાતની હઝરત રસુલે અકરમ

સલ૦ને ખબર આપી. એટલે આપ તરતજ કુરેશીઓની તપાસમાં રવાના થઇ ગયા. **બશીર બિન અબ્દુલ મનઝર***ને મદીનામાં પોતાનો નાયબ મુકરર કર્યો અને ભારે તકલીફથી જેટલા મુસલમાનો તૈયાર થઇ શકયા તેમને સાથે લઇને મક્કાની તરફ કુચ કરી દીધી. આવી રીતે આપ કર કરતુલ કદર સ્થળ સુધી આગળ વધતા ગયા પણ કુરેશી સવારોનો કયાંએ પત્તો લાગ્યો નહીં. તેઓ તો પોતાનું કામ કરીને ચાલતા થયા હતા. અને ન્હાસવામાં સરળતા પડે તેટલા સારૂ ખોરાકી સામાનનાં કેટલાંક પોટલાંઓ રસ્તામાં ફેંકતા ગયા જે ખેતરોમાં પડેલાં હતાં. મુસલમાનોએ તેના પર કબજો કરીને જોયું તો તે સતુના કોથળા હતા. તેથીજ આ સવારી ગઝવએ સવીક+ના નામથી ઓળખાય. પણ સુફિયાન ભારે તાકીદથી ન્હાસી છુટેલો હોવાથી લડાઇ થવા પામી નહોતી છતાં મુસલમાનોને ગઝવાનો સવાબ પ્રાપ્ત થયો અને ગનીમતમાં ખાદ્ય ખોરાકીનો સારો જથ્થો હાથ લાગ્યો. ટુંકમાં એટલુંજ કે મુશરિકો ભારે ઉત્સાહ સાથે ચઢી આવ્યાં હતા પણ છેવટે તેઓએ જીવ બચાવીને ન્હાસવામાંજ પોતાની ભલાઇ જોઇ તેથી તેઓ મુસલમાનોને વધુ નુકશાન પહોંચાડી શકયા નહીં.



* એમને અબુલબાબા કહે છે.

x અરબીમાં સતુને સવીક કહે છે. કાફિરોએ ન્હાસતી વખતે સતુના ગુણીઆ વધુપ્રમાણમાં ફેંકેલા હતા અને મુસલમાનોએ તેના ઉપર કબજો કર્યો હતો તેથી આ નામ પડયું.

# પ્રકરણ ૪.

ઘાત પર ઉનકો લગા લાયે તો હૈં બાતોંમેં
ઔર ખુલ જાઇંગે દો ચાર મુલાકાતોંમેં

---

રાતના આઠેક વાગ્યાના સમયે મક્કાની બહાર તનઈમની ઘાટી-ઓમાં ચાલુ રસ્તાથી થોડેક દુર પથરની એક મોટી શીળાને અઢેલી આપણી વાર્તાનો નાયક સુહેલ ઉભો છે. અને વારંવાર સામેના ચાલુ રસ્તા ઉપર નજર નાખી કોઇની વાટ જોઇ રહ્યો છે. જ્યારે તે એક જગ્યાએ ઉભો ઉભો થાકી જાય છે તો આમથી તેમ આંટા મારવા લાગે છે. અત્યારે તેના ચહેરા ઉપર ખુશાલીના ચિન્હ જણાય છે. ઘણીવાર આવીજ રીતે પસાર થઇ પણ તે જેની વાટ જોઇ રહ્યો છે તે ન આવ્યો તો પોતાના મનમાં બબડવા લાગ્યો:-"જો કે મોહમ્મદ (સલ૦) અને તેમના અસહાબેથી આ હુમલામાં અમારો મુકાબલો થયો નથી તેથી અમે કામયાબ હુમલો કરનાર કહેવાઇએ નહીં છતાં મદીના વાસીઓના ખજુરીના ઝાડોને બરબાદ કરવા અને તેમના બે માણસોને કતલ કરી નાંખવા એ કાંઇ સાધારણ વાત નહોતી તેથી અમારી આટલીજ ફતેહમંદી પુરતી લેખાવી જોઇએ. મને આશા છે કે જો આજે વ્હાલી લુબનાથી મુલાકાત થઇ તો તે ખુલ્લા દિલથી મળશે અને પાછલી મુલાકાતમાં તેણે જે અણગમો જાહેર કર્યો હતો તેવું બનશે નહીં. મારી તલવારથી એક મુસલમાનનું કતલ થવું સાંભળીને તો તે જરૂર મને શાબાશી આપશે અને તેના મનમાં કદાચ મારા તરફથી

થોડી ઘણી જુદાઈ રહેવા પામી હશે તે તરતજ દુર થઇ જશે. પણ તે અત્યાર સુધી કેમ ન આવી?"

સુહેલ આવાજ વિચારોમાં લિન હતો કે સામેથી કોઇના આવવાનો ભાસ થયો. તે લગાર ટટાર થઇને ઉભો થયો અને આવનારને ટીકી ટીકીને જોવા લાગ્યો અને જ્યારે તેને ખાત્રી થઇ ગઇ કે આવનાર તેની પ્રેમદા લુબના છે અને તે ઘણીજ સાવચેતીથી આ તરફજ આજુબાજુથી કોઇ જોઇ ન લે એવી રીતે સંતાતી છુપાતી આવી રહી છે તો સુહેલ આગળ વધ્યો અને જ્યારે તેની પાસે પહોંચ્યો તો ભારે જુસ્સાના આવેશમાં આવી બોલ્યો:-

"લુબના તુ આવી પહોંચી! છેવટે તને મારા ઉપર દયા આવીજ ગઇ!" આ સાંભળી લુબના તિરસ્કાર જાહેર કરતાં બોલી:-

"દયા શા માટે ન આવે? તમે મોટી ધાડ મારીને આવ્યા છો તો દયા આવવીજ જોઇએ. હથીયાર વગરના અને તદન સાધારણ વર્ગના બે માણસોને વીસ પચીસ બહાદુરોએ સાથે મળીને કતલ કર્યા. થોડાક ઝાડ બાળી નાંખ્યા, બેશક તમોએ આ મોટામાં મોટી નામના કરી અને બદરમાં ખાધેલી હારનો બદલો લઇ લીધો! જો આવીજ વાતોથી બદલો થઇ જતો હોય તો ભલે નહીં તો તમારૂં બિકણપણું અને નિર્લજતા સદા યાદગાર રહી જશે. સુહેલ! તમારૂં કુરેશી ગૌરવ અને અભીમાન કયાં ચાલ્યા ગયા? તમારી આવી બહાદુરીએ તો અમને મક્કાની બાનુ-ઓમાં બેસવાને લાયક રાખ્યા નથી. અમે તમારી આ નેકનામીના સબબે ઉંચુ જોઇ શકતા નથી. તેઓ અમારા મોહડાં ઉપર ખુલ્લે ખુલ્લું કહે છે કે હવે કુરેશ કુટુંબના પુરૂષો સ્ત્રીઓ કરતાં પણ નબળા થઇ ગયા છે અને મદીનાવાસીઓથી હાર ખાઇને નાસી આવ્યા છે. તેમની નેકનામી

તો એવી હતી કે અરબની કોઇ પણ પ્રજા તેમની આગળ એક શબ્દ સરખો પણ બોલવાની હિમ્મત રાખતી નહોતી અને માત્ર તેમનું નામ લેતાંજ વનવગડાના મુસાફરો કતલ થતાં અને લુટાતાં બચી જતા હતા.” લુબના આગળ બોલવા ચાહતી હતી કે સુહેલે લજવાઇને આગળ બોલતાં અટકાવીને કહ્યું:-

“લુબના! બેસક, તારો આ તિરસ્કાર ખરો છે. પણ અમે કેવા સંજોગોમાં અને કેટલી તાકીદે આ હુમલો લઇને ગયા હતા તે ભુલવું જોઇતું નથી. જો ખરૂં પુછે તો અમે હરામ મહીનામાં આ હુમલો કર્યો અને અમારા હાથે અમોએ એક કોમી તથા દેશી રૂઢીનો નાશ કર્યો તથા અમેજ અમારા તરફથી એવા કામની પહેલ કરી. પરંતુ આપણી કોમનો સરદાર અબુ સુફિયાન પોતાની કસમ પુરી કરવા ગયો અને જલદીમાં જે કાંઇ થઇ શક્યું તે કરીને પાછો આવ્યો. બદલો લેવા માટેનો હુમલો તો પાછળથી થશે. અત્યારથીજ તેની તઇયારીઓ શરૂ થઇ ગઇ છે. આ હુમલો તો માત્ર નામનોજ હતો. દુશ્મનની સ્થીતી અને તેના રંગ ઢંગની બાતમી મેળવી છે.” આ સાંભળી લુબના ગુસ્સે થતાં બોલી:-

‘બસ, રહેવાદો, નકામી વાતો બનાવવામાં કાંઇ સાર નથી. તમને આવી રીતે વડાઇના બાંકા ફુંકવાની ટેવ પડી ગઈ છે. કામ કરી બતાવતાં આવડતું નથી અને બહાના ઘડતાં ઠીક આવડે છે. લગાર ધીરજ ધરો, હવે અમે કુરેશી કુટુંબની બાનુઓ લડાઇમાં ભાગ લઇને મોહમ્મદ (સ૦) અને તેમના અસહાબોને બતાવી આપીશું કે માનવંતા કુરેશ કુટુંબ સાથે દુશ્મની કરવી કેવું કઠણ કામ છે અને બદરની લડાઇમાં મેળવેલી સફળતા તેમના માટે મોતના સંદેશા સમાનજ નીવડશે.”

“લુબના!” સુહેલ બોલ્યો:-“તારા ઉત્સાહની મને સારી પેઠે જાણ

છે તેથી કુરેશ કુટુંબની બાનુઓમાં તેંજ આ જીવન રેડયું હશે. ખરેખર તું મારે અગમ બુધ્ધી ધરાવનાર આદર્શ બાનુ છે. તારી આ અનુપમ ખુબીઓના કારણેજ હું તારા ઉપર મરી ફીટયો છું. અને તેથી અત્યારે હું તને ખરી વાત કહી દઉં છું કે આ હુમલામાં કુરેશના હોશકોશ ઠેકાણે રહ્યા ન હોતા. તેઓ લડવાને ગયા હતા પણ મુસલમાનોના શહેરની સામે પહોંચીને એટલા બે બકળા બની ગયા કે તેમનું બધું બળ નષ્ટ પામી ગયું અને ચોરો અને લુટારૂઓની પેઠે કામ બજાવવાની અંદર અંદર સલાહ કરી લીધી. દુશમનના માણસોમાંથી જે બે માણસોને કતલ કરવામાં આવ્યા તે પણ મારી ઠીલચાલ અને કોશીશનું પરિણામ હતું. મારા સાથીઓ માત્ર ઝાડો બાળીને પાછા ફરવા તૈયાર હતા પણ મે દુશમનના બે માણસોને જોઇ લીધાં એટલે આગળ વધીને તેમના ઉપર હુમલો કરી દીધો. આ જોઇ બીજાઓ પણ મારી સાથે જોડાયા. આ ઉપરથી તું એટલું તો જોઇ શકે છે કે મેં કાંઇ કર્યું નથી છતાં પણ દુશમનના બે માણસો મારી તેને ભયંકર ચેતવણી તો આપી દીધી. છતાં એ તું મને તિરસ્કારને પાત્ર સમજે છે અને મારા પ્રત્યેનો અભાવ દુર કરતી નથી."

"આહ સુહેલ!" લુબનાએ હાયકારો ખેંચતા કહ્યું:–"તમારા પ્રેમની આગમાં જે હૃદય બળતું હતું તે હવે મારી પાસે નથી? હવે તો તેમાં બદલાની આગ તથા બાપ અને ભાઇની જુદાઇના દુઃખના ભડકા ઉઠી રહ્યા છે અને દર પળે આખા શરીરને બાળતાં રહે છે. તેથી જ્યાં સુધી બદરમાં માર્યા ગએલાઓનો બદલો લેવામાં નહીં આવે ત્યાં સુધી મને આરામ મળી શકતું નથી. વારૂ હવે હું જાઉં છું" આટલું બોલી લુબના જે બાજુએથી આવી હતી તે બાજુ ઉતાવળા પગે ચાલી ગઇ. સુહેલ તેના આવી રીતે એકાએક ચાલ્યા જવાથી આભોજ બની ગયો.

તેનામાં અત્યારે એટલુંએ બળ નહોતું કે તે તેનો પીછો પકડે અથવા તેને રોકવાની કોશીશ કરે. વળી તેનામાં એટલી ધીરજ પણ નહોતી કે લુબનાને આવી રીતે જતી જોઇ ચુપકીદી ધારણ કરી લે. તે લુબનાને આગળ વધી રોકવા અને તેની આગળ પોતાના દર્દની કહાણી કહેવા ચાહતો હતો પણ કદાચ તેણી બુમ પાડે અથવા નારાજ થઇ જાય એવી બીકથી ચુપચાપ ઉભોજ રહ્યો.

સવીકના હુમલા પહેલા લુબના સુહેલથી જેટલી ચીરડાએલી હતી તેટલી હાલમાં નથી એ જાણી સુહેલને થોડોક સંતોષ થયો હતો. તેને આશા હતી કે તેના મનમાં સુહેલ તરફની જે કાંઇ કડવાશ હશે તે ધીમે ધીમે નીકળી જશે અને થોડાજ દીવસમાં લુબના સદાને માટે તેની થઇને રહેશે.

સુહેલ આવા વિચારો કરતો ઝાડીઓમાંથી બહાર આવ્યો અને કોમના સરદાર અબુ સુફિયાનના ઘર તરફ એવા વિચારથી જવા લાગ્યો કે મુસલમાનો તરફના કંઇ સમાચાર મળ્યા હોય તો તે પોતે સરદારની રજા લઇ મુસલમાનોની બાતમી મેળવવા જાય કેમકે હવે આવી વાતોથીજ તે લુબનાને રાજી રાખી શકતો હતો.



# પ્રકરણ ૫.

## નજદ ઉપર ચઢાઈ.

કુરેશીઓનો સરદાર અબુ સુફિયાન સખર બિન હરબ ઇસલા-મીઓ વિરૂદ્ધની ચળવળનો આગેવાન અને મુખી થયો છે. બદરની લડાઇમાં કતલ થએલા દીકરાની દિલગીરી તો ધીમે ધીમે કુદરતી રીતે દુર થવા પામી છે પણ તેનો બદલો લેવાની તજવીજ તથા બીજા આગે-વાન કુરેશીઓના ખુનનો બદલો અને મળેલી હારની શરમીંદગી ટાળવા માટે તે ઉત્સાહભેર કોશીશો કરી રહ્યો છે. પયગમ્બરે ખુદા સલ૦ અને મુસલમાનોની હીલચાલ ઉપર નજર રાખવા તથા તેમના વિચારોની બાતમી મેળવવા માટે તેણે મોટી સંખ્યામાં જાસુસોને મદીના તથા તેની આસપાસ મોકલી આપ્યા છે. ખાસ કરી ગઝવએ સવીક પછી તેનો લડાયક જુસ્સો પુરા જોશ સાથે ઉભરી આવ્યો છે. બની નઝીર યહુદી-ઓના સરદાર સલામ બિન મુશકકમે કોણ જાણે તેને કેવા કેવા વાયદાઓ કર્યા છે કે જેથી તે મદીનાના યહુદીઓને પોતાના માણસો સમજે છે અને ઉપરાંત મદીનાના બીજા મુનાફિકોના કારણે પણ તેની હીમ્મત વધી ગઇ છે. તે માને છે કે મોહમ્મદ (સલ૦) ઉપર હૂમલો કરવામાં આવશે તો મદીનાના યહુદીઓ અલગ રહીને અને મુનાફિકો મુસલમાનોમાં ફાટફુટ પડાવીને મુસલમાનોના બળને નિર્બળ બનાવી દેશે એટલે તેમના ઉપર જીત મેળવવી કાંઇ મોટી વાત રહેશે નહીં.

જાસુસોમાં ઘણા એવા માણસો પણ છે જેમને મુસલમાનો વિરૂધ્ધ અરબ કબીલાઓને ઉશ્કેરવા તથા કુરેશીઓની સાથે મળીને મુસલામને

નિર્મુળ કરવાના કામમાં ભાગ લેવાનું સમજાવવાની કામગીરી સોંપવામાં આવી હતી. મદીનાની આજુબાજુ તથા મક્કા અને મદીનાના માર્ગમાં અરબનું બળવાન ગતફાન કુટુંબ વસતુ હોવાથી તથા ઠેઠ નજદ સુધી એજ કુટુંબના લોકોની વસ્તી ફેલાએલી હોવાથી અબુ સુફિયાન અને કુરેશીઓ તેને પોતાના પક્ષમાં લેવાની કોશીશ કરી રહ્યા હતા અને જનાબ રસુલે અકરમ સલ૦ તેને પોતપોતાના મદદગાર બનાવવા અથવા તેમ નહીં તો તેઓ તદ્દન અળગાં રહે એવી હીલચાલ કરતા હતા. ઉપરાંત હઝરત સલ૦ સારી પેઠે સમજતા હતા કે કુરેશીઓ બદરની હારનો બદલો લીધા વગર રહેશે નહી અને તેથી તેઓ મદીના ઉપર હુમલો કરશે એટલા સારૂ આપ દર વખતે કુરેશીઓની તરફથી હુશીયાર રહેતા અને તેમની હીલચાલની બાતમી મેળવતા હતા, વળી ગઝવએ સવીકમાં એ લોકોની ખરાબ દાનતની સાબેતી મળી ચુકી હતી એટલા સારૂ તેમની દરેક હીલચાલ ઉપર નજર રાખવાનું મુસલમાનોને માટે જરૂરી થઇ પડયું હતું.

સવીકના ગઝવા પહેલાં મદીનાનો એક આગેવાન કઅબ બિન શરફ નામનો યહુદી મક્કા ગયો અને મુત્તલિબ બિન અબી વિદાઆ સહુમીને ત્યાં ઉતર્યો. મુત્તલિબની પત્નિ આતિકા બિન્તે અબિલ અઇસ ઉમવી ખાનદાનમાંથી હતી તેણીએ કઅબ જેવા પરોણાની ભારે ખાતર બરદાસ્ત કરી કઅબે પણ ઉશ્કેરનારા કાવ્યો વડે મક્કાવાસીઓ અને કુરેશીઓને હઝરત રસુલે અકરમ સલ૦ વિરૂધ્ધ ઉશ્કેરવામાં કોઇ વાતની મણા રાખી નહી અને ગઝવએ સવીક તેની ઉશ્કેરણીનુંજ પરિણામ હતું નહીં તો મક્કાવાસીઓ સંપુર્ણ તઇયારી કર્યા બાદ બદલો લેવાની ધારણા રાખતા હતા. કઅબ કેટલાક સમય સુધી મક્કામાં રહયો અને તેણે મુસલમાનો વિરૂધ્ધ ભારે જોશ ફેલાવી દીધો.

ગઝવએ સવીકનો હુમલો કરીને અબુ સુફિયાન પાછો ફર્યો છે આ

હુમલામાં તેણે જે નામની સફળતા મળી તેનેજ તેણે કસમ પુરી કરવા માટે પુરતી ગણી છે. હવે તે મક્કામાં રહી ઇસલામ વિરૂદ્ધ કેવી રીતે ચળવળ ચલાવવી તેના વિચારોમાં પડ્યો છે તેના ઘર ઉપર દરરોજ ચઢાઇ લઈ જવાના વિચારો થાય છે અને કુરેશ કુટુંબના આગેવાનો ભેગા મળે છે. એક દીવસે એવીજ સભા મળી હતી અબુ સુફીયાન અને બીજા આગેવાનો વિચારોના ઘોડા દોડાવી રહ્યા હતા એટલામાં એક લાંબા કદના જુવાને સભામાં દાખલ થઇ બધાને સલામ કર્યા. અબુ સુફીયાને સલામનો જવાબ આપી તરતજ પુછ્યું:-

"સુહેલ! મરહબા! ઘણાં દીવસો પછી આવ્યા? કહો દુશમનના શા સમાચાર છે? મોહમ્મદ (સલ૦) અને તેના મિત્રો હવે શું કરે છે?"

"હું લગભગ બે મહીના સુધી રખડતો રહ્યો છું અને અબઘડી મક્કામાં આવ્યો છું ઘેર ઉપર ન જતાં બારોબાર આપની સેવામાં હાજર થયો છુ. આટલા સમયમાં મેં જે કામ બજાવ્યું છે તેના બે ભાગ પાડી શકાય છે. એક તો અરબ કબીલાઓ ગતફાનમાં આપણા હેતુઓનો પ્રસાર અને બીજા મોહમ્મદ (સલ૦) તથા તેમના મિત્રોની હિલચાલની બાતમી. પહેલા કામમાં મને જોઇએ તેવી સફળતા મળી શકી નહીં. કેમકે આપ મહીનાના હુમલાથી પાછા ફર્યા એટલે મોહમ્મદ (સલ૦) પોતાના અસહાબોના ટોળાને લઇ નજદ ઉપર હુમલો લઇ ગયા. રખે અમે ગતફાન કબીલાને અમારી સાથે ભેળવી લઇએ એવા ભયથી તેઓએ સાવચેત રહેવા સારૂ આ હુમલો કર્યો. આ હુમલામાં જો કે તેમને લડાઇ કરવાની તક મળી નહીં છતાં તેમને એટલો લાભ થયો કે ગતફાન કબીલાવાળા તેમની સાથે કરારથી બંધાઇ ગયા અને હવે આપણે તેમને ફેરવી શકતા નથી. મેં ગતફાન કબીલાવાલાઓને આપણી તરફ ફેરવવા અનેક કોશીશો કરી પણ તે બધામાં હું નિષ્ફળ નીવડ્યો.

છતાં હું મારા બીજા હેતુમાં ફાવ્યો છું. એટલે મોહમ્મદ (સલ૦) અને તેમના મિત્રોની સ્થીતીની મને પુરેપુરી જાણ થઇ છે. તેઓએ નજદ ઇલાકા અને ગતફાન કબીલાની વસ્તીમાં સફરનો પુરો મહીનો મુકામ રાખ્યો તેમણે ગતફાન કબીલાના આગેવાનોને દાવતો આપી અને પોતાનો રૂઆબ બતાવી એ લોકોને આંજી નાંખ્યા. સફર મહીનો પુરો થતાં તેઓ મદીને પાછા ફર્યા અને આજકાલ મદીનામાંજ છે. મોહમ્મદ (સલ૦) એ પોતાની ગેરહાજરી દરમ્યાન મદીનાનો બધો કારોબાર ઉસમાન બિન અફ્ફાન (રદી૦)ને સપુર્દ કર્યો હતો એટલે ઉસમાન તેમની ગેરહાજરી દરમ્યાન તેમના નાયબ હતા." સુહેલની લંબાણ હકીકત સાંભળ્યા બાદ અબુ સુફિયાને ચિંતાતુર બનતાં પુછ્યું:-

" તો શું હવે મોહમ્મદ (સલ૦) ઉપર હુમલો કરતી વેળાએ ગતફાન કબીલો અમારી મદદ નહીં કરે ? શું અમે એની આશા ન રાખીયે ?" સુહેલે ખાત્રી આપતાં કહ્યું:-

"હા, મારી ધારણા એવીજ છે. મેં જ્યાં સુધી બાતમી મેળવી છે ત્યાંસુધી મને જણાયું છે કે ગતફાન કબીલાવાળા અમને મદદ આપશે એવી વાતને તો મનમાંથી કાઢી નાંખવીજ જોઇએ પણ તે સાથે એવો ભય રાખવો જોઇએ કે ગતફાનીઓ મોહમ્મદ (સલ૦) થી મળી અમને હેરાન કરવામાં પાછી પાની કરશે નહીં ટુંકમાં એટલુંજ કે ગતફાન સાથનો આપણો જુનો સંબંધ તુટી ગયો છે હવે આપણે એ લોકો સાથે નવેસરથી વાતચીત કરવી જોઇએ. નહીં તો કદાચ તેઓ આપણને ભારે પડી જાય. આપણે ગમે તે ભોગે ગતફાનીઓની સાથે એવો કરાર તો કરવોજ જોઇએ કે મોહમ્મદ (સલ૦) અને આપણી વચ્ચે લડાઇ થાય તો તેઓ તટસ્થ–અલગ રહે" આ સાંભળી અબુ સુફિયાન બોલ્યો:-

"સુહેલ ! તમારૂં કહેવું તો ઠીક છે પણ" થોડી વાર ચુપ રહી કાંઇક

વિચાર કર્યા બાદ બોલ્યો:–' આ વાતચીત કોણ કરે? તમે કહો છો કે મને તેમાં નિરાશા મળી જો કે તમારો એ કબીલા સાથે સારો સંબંધ છે છતાં આમ બન્યું તો હવે કોને મોકલવામાં આવે?"

સભામાં હાજર રહેલાઓમાંથી એક જણ આ સાંભળી પોકારી ઉઠયો:–' ઇબ્નુલ હરબ મારૂં માનો તો આ કામ ઉમરૂ બિનુલ આસથી થઇ શકે છે જો એ જાય તો સેંકડે નેવુ ટકા સફળતાની આશા રહે છે."

"બેશક ખરી વાત છે" એક બીજા માણસે ટેકો આપ્યો એટલે અબુ સુફીયાન બોલ્યો–

"હા મનેપણ આ વાત પસંદ પડે છે તેથી હું તાકીદે એક ડેપ્યુટેશન મોકલવાની તઇયારી કરૂં છું. ઉમરૂ બિનુલ આસની સાથે સુહેલ બિન ઉમરૂ, તુઇમ બિન અદી, મહીલ બિન કુરરા અને બીજા કેટલાક આબરૂદારોને પણ જવું જોઇએ કે જેથી ગતફાનીઓ પર પુરો પ્રભાવ પડી શકે."

"હા, આ મતને અમે મળતા છીએ માટે એકદમ તૈયારી કરવી જોઇએ." સભામાં હાજર રહેલા ઘણા માણસોએ આ વાતને ટેકો આપ્યો એટલે તેજ વખતે સભામાં ડેપ્યુટેશનના સભાસદોની ચુંટણી કરી અને ઉમર ઇબ્નુલ આસને બીજી પુરતી સુચનાઓ સાથે એક આ સુચના પણ કરવામાં આવી કે ગતફાન કબીલાવાલાઓથી વાતચીત કર્યા બાદ બીજા કબીલાવાલાઓને પણ સમજાવવા અને જો તે ન માને તો એક ભયંકર લડાઇ માટે તૈયાર રહેવાની ચેતવણી આપતા આવવુ.

# પ્રકરણ ૬.

## પ્રેમી અને પ્રેમદા.

સુહેલ લુબનાને રાજી કરવા મથી રહયો છે. બદરની લડાઇમાં ખાધેલી હારની લગની તો દરેક કુરેશીને લાગેલી છે અને કોઇ પણ જાતના ભોગે તેનો બદલો લેવા તત્પરતા ધરાવે છે પણ સુહેલ પોતાની લુબનાને રાજી કરવા દરેક જાતના પ્રયત્નો કરી રહયો છે જાસુસીનું કામ કરવામાં તેને ના નથી, ડેપ્યુટેશનની સાથે જવામાં પણ ઇનકાર નથી. તે તો ગમે તે પ્રકારે પોતાની કોશીશો વડે પોતાના સમોવડીઆમાં માન અને આબરૂ મેળવવા સાથે લુબનાનું દિલ જીતવા ચાહે છે.

કુરેશીઓનું ડેપ્યુટેશન પોતાની ફરજ બજાવીને મકકામાં પાછું ફર્યું છે. તેણે બજાવેલી કામગીરીનો રિપોર્ટ કોમી કાઉન્સીલ આગળ રજુ કર્યો જે સાંભળીને કાઉનસીલને સંતોષ ઉપજ્યો. સુહેલ સિવાય ડેપ્યુટેશનના બધા મેમ્બરો કાઉન્સીલને સંતોષ થવાથી રાજી થયા પણ સુહેલને તેની સેવાઓનો સ્વીકાર એક બીજી વ્યકતીના મોંહે સાંભળવાની ઇંતેજારી લાગેલી છે.

રાતના બાર વાગી ચુકયા છે, મકકા શહેરમાં બધે શાંતી વ્યાપેલી છે દરેક માણસ મીઠી ઉંઘમાં પોઢેલો છે પણ સુહેલ કોહે સફાની તળેટીમાં કોઇની વાટ જોતાં નીચી નજરોએ વિચારના વમળમાં બેઠો છે. તે પોતાના મન સાથે બબડી રહયો છે કેઃ—"આ ડેપ્યુટેશનના અંગે મેં કોમની ભારે સેવા બજાવી છે અને મેં જે કામ સહેલાઇથી

કર્યું છે તે બીજાના હાથે ભાગ્યજ થતું પણ મક્કાવાસીઓ ડેપ્યુટેશનને મળેલી સફળતાનું માન ઉમરૂ બિનુલ આસને આપે છે અને તેનીજ તારીફના બણગાં ફુંકે છે. લુબનાએ પણ આ વાત સાંભળી હશે..." અહીં સુધી પહોંચી તે ભારે ચિંતામાં પડી જાય છે અને ફરી બબડે છેઃ–'હા, હા, જરૂર બીજાઓ જેમ સમજે છે તેમ તે પણ સમજતી હશે તેથી હું તેને મારી અનુપમ સેવાઓની કેવી રીતે ખાત્રી અપાવી શકીશ" આટલું બોલી આકાશ ભણી જોઇને નિશ્વાસ નાંખતા બોલ્યોઃ–"આહ! અર્ધી રાત પસાર થઇ ગઇ અને હજુ સુધી લુબના નઃ આવી. મુલાકાતની જગ્યા જો કે નવી છે પરંતુ તે સારી પેઠે જાણે છે અને આ જગ્યા મુલાકાત માટે સરસ છે એમ પણ તેને ખબર છે."

સુહેલ અહીં સુધી પોતાના વિચારોમાં પહોંચ્યો હતો કે પાછળથી કોઇએ તેની ગરદન ઉપર હાથ મુકીને ચોંકાવી દીધો. ગરદન ઉપર હાથનો સ્પર્શ થતાંજ આખા શરીરમાં વીજળીની પેઠે અસર પહોંચી ગઇ અને સુહેલે ગરદન ફેરવીને જોયું તો તેની પ્રેમદા લુબના પાસે ઉભેલી હતી. આવી રીતે લુબનાએ તેની સાથે કરેલી રમુજથી સુહેલે તોલ કરી લીધું કે તેની પ્રેમદાનું કઠણ હૈયું નરમ થવા પામ્યું છે. આ વિચાર આવતાંજ તેની ખુશાલીનો પાર રહ્યો નહીં. પોતે મુસાફરીમાં વેઠેલી વીટંબણાઓ ભુલી ગયો અને લુબનાના ચહેરાને ટીકવા લાગ્યો એટલે લુબનાએ સ્મિત હાસ્ય કરતાં કહ્યુંઃ–

"સુહેલ! તમોએ ભારે સંકટ વેઠ્યું અને કામી મોભાને માટે ભારે કોશીશ કરી છે પણ તમારી આ અનુપમ સેવાઓનો આમ સ્વીકાર કરવામાં આવે એવો સમય હજુ આવ્યો નથી. કુરેશ કુટુંબની બાનુઓમાં આ ચર્ચા ફેલાઇ ચુકી છે કે મોહમ્મદ (સલ૦) ની સ્થીતી અને તેમના

વિચારો જાણુવાનો, જીવના જોખમે દુશ્મનના તરફદારોને પોતાની તરફેણુમાં ફેરવવાનો અને રાત દિવસ એજ વિચારોમાં લીન રહેવાનો જે સાહસ તમે ખેડ્યો છે તે કોઇ બીજો ખેડી શક્યો નથી. તમારી આવી નેકનામી અને પ્રખ્યાતીથી હું મનમાં ને મનમાંજ ખુશી થઇ રહી છું.પણ હજી તમે રાજદ્વારી બાબતમાં ઉમર બિનુલ આસના દરજે પહોંચ્યા નથી અને એજ વાત મને ઠીક લાગતી નથી. છતાં ભવિષ્યમાં થનારી લડાઇમાં બહાદુરી અને નિડરતાના કારનામાઓ જોવા તથા સાંભળવાની આશા રાખું છું. અગર તમે તે વખતે ધારવા પ્રમાણે નીવડ્યા તો ખરેખર આપણી કોમના જુવાનીઆઓમાં તમે અગ્રપદ ધરાવશો.'' સુહેલ પોતાની પ્રેમદાની જીભે પોતાની પ્રશંસાના શબ્દો સાંભળી મનમાં રાજી થતાં પણ જાહેરમાં મોટું મન દેખાડતાં બોલ્યો:-

''લુબના! મને તો તેં છાપરેજ ચઢાવી દીધો. વલ્લાહ, હું એ લાયક નથી. જો કદાચ મેં કાંઇ પણ સેવા બજાવી હોય અને મને કોઇ પણ સફળતા મળી હોય તો તે બધો તારી જુસ્સો ઉશ્કેરનારી વાતોનોજ પ્રતાપ છે. જો તેં મને વખતો વખત નવજીવન રેડનારી વાતોથી નવાજ્યો ન હોત તો આજે હું કાંઇ પણ કરવાને શક્તિવાન ન થયો હોત.''

''ભલે ગમે તે કારણુ હોય અને ગમે તે સબબ હોય પણ એમાં લગારે શક નથી કે તમે કામ કરનારા સાબિત થયા છો અને હું તમારી કદર કરવાને લાચાર થઇ છું. આવા કોમી કામમાં મારા જેવી અદના દાસી પણ હોત તો સારૂં થાત. પણ આહ! આ જાતીને પુરૂષોની બરાબરી કરવાની તક કયાંથી મળે? પણ તમે એક દીવસ જોશો કે કોમના માન મોભા અને ગૌરવની જાળવણી માટે

લડાઇના મયદાનમાં લુબના પણ તેજ સેવા બજાવશે જે શુરવીર પુરૂષો બજાવી શકે છે અને જો જીવતા રહીશું તો જોઇશું કે ભવિષ્યની લડાઇમાં કુરેશની બાનુઓ શું કરી બતાવે છે?" લુબના અહીં સુધી કહેવા પામી હતી કે સુહેલ વચમાં બોલી ઉઠયો:—

"લુબના આ બાબતમાં કુરેશી બાનુઓના ઉભરા વખાણને પાત્ર છે મેં એ બાબે ઘણું ખરૂં સાંભળ્યું છે. જો આવીજ રીતે આપણો ઉત્સાહ કાયમ રહયો તો આવતી લડાઇમાં અવશ્ય જીત આપણે રાળે આવશે અને આપણે મોહમ્મદ (સલ૦) અને તેના સાથીઓને જડમુળથી ઉખેડી દઇ આ ભયંકર દુશ્મનની હસ્તીનેજ નિર્મુળ કરી નાંખીશું." લુબનાએ સુહેલને આગળ બોલતો અટકાવી કહ્યું:-

"ભવિષ્યની વાતોને હાલ બાજુએ મુકો અને દુશ્મનના તાજા સમાચાર સંભળાવો, અમો સ્ત્રીઓને સંપુર્ણ સ્થીતીથી અજાણ રાખવામાં આવે છે તેમજ અમારાથી સલાહ મશવેરો પણ લેવામાં આવતો નથી જેથી અમે ભવિષ્યના માટે કાંઇ ઉતમ અને લાભ દાઇ કાર્યક્રમ ઉપર વિચાર સરખોએ કરી શકતા નથી."

"લુબના ! શું કહું" સુહેલ બોલ્યો–"કહાણી લાંબી છે ને વખત થોડો છે. છતાંએ ટુંકામાં કહું છું. સાંભળ, મેં જે સેવા બજાવી છે તેનો આ ઉપરથી તોલ કરજે. હું મકકાથી મદીના તરફ રવાના થયો રસ્તામાં જે અરબ કબીલાઓની વસ્તી મળતી તેના સરદારોથી મુલાકાત લઇ મુસલમાનોની વિરૂદ્ધ મદદ આપવાનો વાયદો લેતાં આગળ વધી રહ્યો હતો મદીનાની પાસે પહોંચીને જણાયું કે મોહમ્મદ (સલ૦) પોતે પુરતી સંખ્યાના લશકર સાથે નજદ અને કબીલએ ગતફાનને કાબુમાં લાવવા માટે ગયા છે. તેથી મને કામ કરવાની આ ઉત્તમ તક જણાઇ તેથી હું પણ તેજ તરફ ગયો

અને મુસલમાનોના કેટલાક કીંમતી ભેદોનો પતો લગાવ્યો. જેમાં એક વાત આ પણ છે કે દિનપરદિન તેમની સંખ્યા વધી રહી છે અને અત્યારે તેમની સંખ્યા પાંચ હજારથી ઓછી નથી તેથી અત્યારે તેમનું બળ તોડવા માટે આપણુને સારી તક છે. જો વાર કરવામાં આવશે તો ફરી મુસલમાનો કાબુમાં આવી શકશે નહીં. અત્યારે પણ તેમના ઉપર ચઢાઇ કરતી વખતે આપણા કબીલાની સંખ્યા પુરતી થશે નહીં બલકે આપણુને મિત્ર કબીલાવાલાઓ તથા હબશી ગુલામોની કુમક મેળવવી પડશે અને જો ગતફાન કબીલાવાલા મુસલમાનોના મિત્ર બની ગયા તો આપણુને ભારે પડી જશે પણ ડેપ્યુટેશન જવાથી એટલો લાભ થયો કે ગતફાન કબીલાવાળાઓ મુસલમાનોની સાથે ભળશે નહીં. પણ હું તેને પુરતો લેખતો નથી. કેમકે દુશ્મનના મુકાબલામાં અને ખાસ કરી ચઢાઇ લઈ જવાની હેસીયતથી આપણા લશ્કરની સંખ્યા બેવડી હોવી જોઇએ. વળી આજુબાજુના કબીલાવાલાઓથી સલાહ હોવી જરૂરી છે નહીં તો ફરી જરૂરી વસ્તુઓ મેળવતાં ભારે વેદના વેઠવી પડશે.' આ સાંભળી લુબનાએ પુછ્યું:—

"મોહમ્મદ સલ૦) નજદના કબીલએ ગતફાન ઉપર કરેલી ચઢાઇને કયા નામથી ઓળખાવે છે ?"

"તે હુમલાનું નામ "ગઝવએ ઝી અમરા" રાખવામાં આવ્યું છે. મુસલમાનો જે સ્થળ સુધી ચઢી આવ્યા તેનું આ નામ છે. ત્યાં લડાઇ થઇ નહી. પણ તેઓ પોતાના મીશનના હેતુઓ પુરા કરીને પાછા ફરી ગયા અને પાછા ફરવા પછી એક માસ પુરો (રબીઉલ અવ્વલ સને ૨ હિજરી) અથવા થોડાક દીવસ ઓછા મદીનામાં રહીને મોહમ્મદ (સલ૦) એ આપણી તરફ નજર કરી છે અને આજકાલ પોતાના લશ્કરની સાથે તેઓ બુહરાન નામના સ્થળે પડાવ નાંખીને પડ્યા છે.

અને એક મહીનાથી વધુ સમય વીત્યો છે કે તેઓએ તે સ્થળે પોતાની છાવણી રાખી છે." આ સાંભળી લુબનાએ પુછયું:-

"બુહરાન કઇ બાજુએ અને કયા ઇલાકામાં છે ?"

"આ ઇલાકો હિજાઝમાં છે અને તેના નંહીયા બલફરામાં બુહરાન એક મશહુર પાણીનો ઝરો છે."

"શું તે સ્થળે મોહમ્મદ (સલ૦) ને કોઇથી લડાઇ કરવી પડી અથવા પડશે ?"

"નહીં અત્યાર સુધી તો તેમના મુકાબલામાં કોઇ આવ્યું નથી તેમ ભવિષ્યમાં કોઇ આવે તેમ જણાતું નથી. પણ જો અમે સંપુર્ણ તૈયારી કરી લીધી હોત તો આ તક ઘણીજ ઉત્તમ હતી. અમે સહેલાઇથી તેમના ઉપર હુમલો કરીને ફતેહ મેળવી શકતા હતા."

"તે બાજુના કબીલા વાળાઓને મોહમ્મદ (સલ૦) ની વિરૂદ્ધ ઉશ્કેરી તેમના ઉપર હુમલો કરી દેવાનું કામ તમે કરી શકતા નથી ?" આ સાંભળી સુહેલે હસતા હસતા કહ્યું:-

"તે બાપડાઓમાં એટલું બળ કયાં છે ? વધુમાં વધુ હઝાર દોઢ હઝારની સંખ્યામાં હશે. તેમાં લડનારા તો ઘણાજ થોડા એટલે હુમલો શી રીતે થાય વળી તેઓ મોહમ્મદ (સલ૦) ના રૂઆબમાં દબાઇ ચુકયા છે જેથી તેઓ તેમના ઉપર છાપો મારવાની પણ હીમ્મત કરી શકશે નહીં કેમકે જો તેઓ એવું કરે તો પરિણામે મોહમ્મદ (સલ૦) તેમનું ખેદાન મેદાન કરી નાંખવામાં લગારે પાછી પાની કરે નહીં." આ સાંભળી લુબના બોલી:-

"વારૂ આ બાબતો બહારની તો છે પણ મોહમ્મદ (સલ૦) એ ખાસ મદીના અને તેની આસપાસ કેટલી સફળતા મેળવી છે તે સંભળાવો."

"શરૂથીજ મદીનાના યહુદીઓ મોહમ્મદ (સલ૦) ના દુશ્મન છે પણ તેઓ અવસ અને ખઝરજની મદદ જોઇ તેમની સાથે કાંઇ પગલાં ભરી શકતા નથી. કઅબ બિનુલ અશરફની હકીકત તો જાણવામાં સાંભળી હશે ?"

'હા" લુબના બોલી ઉઠી:–"મુતતલિબ બિન ઝમઆને ત્યાં જે યહુદી મેહમાન આવ્યો હતો તેજને ?"

"હા તેજ" સુહેલે કહ્યું:–"તેણે અહીં મક્કામાં આવીનેમુસલમાનો વિરૂદ્ધ જે કાંઇ કહ્યું હતું તે બધા જાણે છે. અહીંથી મદીના જવા પછી તેણે પોતાના ભાઇબંધોમાં મોહમ્મદ (સલ૦) વિરૂદ્ધ ચળવળ ચલાવવામાં કાંઇ બાકી રાખ્યું નહીં. તેણે જાણે પોતાની જીભ મુસલમાનોની વિરૂદ્ધ-તામાં વક્ફ કરી દીધી હતી ઉપરાંત મુસલમાન સ્ત્રીઓથી પોતાના કાવ્યોમાં પ્રેમ જાહેર કરવામાં એ ચુકતો નહોતો."

"સ્ત્રીઓ ઉપર આવો નફટ હુમલો મુસલમાનો સાંખી શક્યા ?" લુબનાએ અજબ થતાં પુછયું:–"શું તેમણે તેની જીભ કાપી લેવાની કોશીશ ન કરી ? લડાઇમાં તો તેઓ ભારે શુરવીરતા દાખવે છે પણ આબરૂની બાબતમાં મુસલમાનો આટલા બધા નબળા છે?"

"નહીં મુસલમાનો છેકજ નમાળા નથી. તેઓએ તેના અપ શબ્દોનો એવી રીતે જવાબ આપ્યો કે મોહમ્મદ બિન મુસલિમા નામના એક અનસારી જુવાને પોતાના કેટલાક મિત્રો સહિત તેને કતલ કરી નાંખ્યો. પહેલાં તો તેઓએ તેનાથી જમીન ઉપર નાણા ધીરવાની વાતચીત કરી અને પછી તેને જમીન જોવા માટે કિલ્લા બહાર લાવ્યા. જેવો તે બહાર આવ્યો કે ચારે બાજુથી તેના ઉપર તલવારોના વાર પડવા લાગ્યા. કઅબે બુમરાણ મચાવી. રાતનો વખત હોવાથી

યહુદીઓના બધા કિલ્લાઓમાં તેની ખુમે સાંભળી આગ સળગાવી દીધી અને દુશ્મનથી બચાવ કરવા તૈયારી કરી પણ મુસલમાનો તેનું કામ તમામ કરી સલામત બચીને ચાલ્યા ગયા."

"ઠીક ત્યારે એમ કહો કે મુસલમાનોએ કઅબને ભુલથાપ આપીને કતલ કર્યો ?" લુબનાએ ટીકા કરી:–" જો તેઓ તેને પ્રથમથી ચેતવી ખુલ્લા મયદાનમાં મુકાબલો કરતા તો બહાદુરી લેખાત."

"તેઓ એમ કરી શકતા હતા. પણ તેથી ફિસાદ વધવાની સાથે લડાઈ થવાની બીક હતી અને મુસલમાનો યહુદીઓથી લડી પોતાનું બળ ઓછું કરવા ચાહતા નથી. જ્યાં સુધી તેમને અમારા તરફથી પુરેપુરી નીરાંત નહીં થઇ જાય ત્યાં સુધી ખુલ્લે છોકે યહુદીઓથી લડવાની હીમ્મત કરશે નહીં. ઉપરાંત યહુદીઓથી મુસલમાનોને નાણાં લેવા દેવાનો સંબંધ છે. વ્યાપાર અને નાણાં યહુદીઓના કાબુમાં છે તેથી જો મુસલમાનો યહુદીઓનો નાશ કરી નાંખે તો ફરી તેમને વ્યાપાર રોજગારનો બધો ભાર પોતાને માથે લેવો પડે અને એમ થાય તો મુસલમાનોના લડાયક બળમાં કમી થવાનો ભય રહે છે." સુહેલની આ દલીલો સાંભળી લુબનાએ આનંદાવેશમાં કહ્યું:–

" સુહેલ! હવે તો તમે પાકા રાજદ્વારીને છાજે તેવી વાતો કરો છો ?" સુહેલે રમુજમાં જવાબ આપ્યો–

"તારા જેવી પ્રેમદાની મહેરબાની છે. નહીં તો હું રાજદ્વારી બાબતમાં શું જાણું" આ સાંભળી લુબનાએ રમુજમાંજ કહ્યું:–

"વાહ, તમે પણ મને બનાવવા લાગ્યા. તમારી ખરી તારીફ હવે કરૂં છું. લો સાંભળો, તમે બેવકુફ છો, નાદાન છો, નાના બાળક છો, અણસમજ છો......" લુબનાના મોંહડા ઉપર સુહેલે હીમ્મત

ફરી વ્હાલથી હાથ મુકી આગળ બોલતાં અટકાવી એટલે લુબનાએ પાછળ ખસી સુહેલના હાથને તરછોડતાં કહ્યું:–

"બસ, બસ, તમારા હાથને દુરજ રાખો, વધુ છુટ લેવાની હાલ રજા નથી." આ જોઇ સુહેલે વાત ફેરવતાં કહ્યું:–

"યહુદીઓની વધુ હકીકત તો સાંભળી નહીં અને રમુજમાં ચિરડાઇ ગઇ."

"કહો, પણ દુરથીજ હું ધ્યાન પુર્વક સાંભળું છું."

"સાંભળો!" સુહેલે કહ્યું.–"યહુદીઓનો બની કીનકાઅ નામનો એક કબીલો છે જેમાં લગભગ એક હઝાર માણસો હશે. અને તેમાં સાતસો માણસો તો પુરા લડવઇયા છે. આ બધા લોકો વ્યાપારી અને સોની છે. મોહમ્મદ સલ૦એ તે બધાને એક મેળામાં એકઠા કરીને મુસલમાન થઇ જવાનો બોધ આપ્યો એટલે તેઓએ જવાબમાં જણાવ્યું કે:–"તમે બદરની લડાઇમાં તમારી કોમ ઉપર ફતેહ મેળવીને ફુલી ગયા છો પણ જ્યારે અમારાથી લડશો તો જણાઇ આવશે કે અમે કેવા લડવૈયા છીએ." મોહમ્મદ (સલ૦) એ તે વખતે તો કાંઇ જવાબ ન આપ્યો અને તેમને બધાને આપેલા વચન પ્રમાણે સલામત જવા દીધા." આ સાંભળી લુબનાએ સુહેલને આગળ બોલતાં અટકાવીને કહ્યું:–

'જો કે હું મોહમ્મદ (સલ૦) અને તેમના મિત્રોની કટ્ટી વેરી છું છતાં તે લોકો એક વચની, સભ્યતામાં પુરા, વીવેકી અને નીતીવાન છે તથા કેટલાક તો એવા ઉંચ આદર્શવાલા છે કે ચાલુ સમયમાં આપણી બધી કોમમાં તેમની જોડી નથી."

"બેશક, એમજ છે અને એજ કારણથી લોકો તેમના દાવમાં ફસાઇ પડે છે. પણ આપણને એમના ઉંચ આદર્શોની જરૂરત નથી."

સુહેલે લુબનાનું ધ્યાન બીજી તરફ ખેંચતા જણાવ્યું:–'હવે બની કીનકાબ કબીલાવાળાની હકીકત સાંભળો. એ લોકોના એક મેળામાં એક મુસલમાન બાનુ સોનીની દુકાન ઉપર ઘરેણું ખરીદવા આવી તો યહુદીઓએ તેણીને પોતાના ચહેરા ઉપરથી નીકાબ દુર કરવાની ફરમાશ કરી અને તેની મશ્કરી કરવા માંડી એટલે તેણીએ એ લોકોને તરછોડી કાઢયા અને ચુપચાપ જણુસો જોવા લાગી. યહુદી સોનીએ જ્યારે જોયું કે તેણીનું બધું ધ્યાન જણુસો જોવામાં ચોંટેલું છે ત્યારે તેણે પાછળથી તેના પેરણનો છેડો તેની પીઠ ઉપર બાંધી દીધો. પેલી બાનુ જણુસો જોઇ રહ્યા બાદ જ્યારે ઉભી થઇ તો છેડો બાંધેલો હોવાથી પેરણ ઉંચુ થયું અને તેનું શરીર ઉઘાડું થઇ ગયું. આ જોઇ યહુદીઓએ તાળીઓ વગાડી તેની મશ્કરી કરી જેથી તેણીએ ગુસ્સામાં આવી શોર બકોર કરી મુકયો જે ત્યાં ઉભેલા કેટલાક મુસલમાનોના સાંભળવામાં આવવાથી તેઓ મદદે પહોંચ્યા અને એ યહુદી સોનીને કતલ કરી નાંખ્યો. આ જોઇ યહુદીઓએ કતલ કરનાર મુસલમાનને કતલ કર્યો. બસ આટલું થતાંજ મુસલમાનો પોતાના ભાઇઓનો બદલો લેવા માટે ઉશ્કેરાઇ ગયા અને આ સાધારણ લડાઇએ ગંભીર રૂપ ધારણ કરી લીધું. મોહુમ્મદ (સલ૦) પોતાના અસહાબો સાથે બની કીનકાબ ઉપર ચઢી આવ્યા અને બે અઠવાડીયા સુધી તેમના ઉપર ઘેરો ઘાલીને લાચાર બનાવી મુકયા. છેવટે બની કીનકાએ સુલેહની દરખાસ્ત કરી અને વગર શરતે શરણે જઇ જીવ બચાવી લીધા." આ સાંભળી લુબના અજાયબીથી બોલી:–

"ઓહો, હવે મોહુમ્મદ (સલ૦) એટલા બળવાન થઇ ગયા છે કે તેઓ યહુદી કોમ બની કીનકાઅને વગર શરતે શરણે આવવા લાચાર બનાવી શકે છે?" સુહેલે જવાબમાં હંસીને કહ્યું:–

"એમાં અજબ થવાનું કાંઇએ નથી. માત્ર બની કીનકાખ નહીં પણ મોહમ્મદ (સલ૦) ચાહે તો આજે મદીનાના બધા યહુદીઓને દેશપાર કરી શકે છે. પણ તેઓ અમારી બીકના લીધે ચુપચાપ બેઠાં છે કેમકે જો અમે યહુદીઓની કુમકે જઇએ તો તેમને ભારે પડી જાય તેમ છે. તેથી તેઓ મદીનાના યહુદીઓની સાથે સુલેહ શાંતીથી રહેવાનું જરૂરી લેખે છે."

આ સાંભળી લુબનાએ આકાશ ભણી જોઇને કહ્યું:–"ઓહો રાત ખતમ થઇ ગઇ. સવાર થવાની તૈયારી છે તેથી હવે હું વધુ વખત રહી શકતી નથી. માટે ખુદા હાફિઝ, ફરી મળીશું."

આ સાંભળી સુહેલના પેટમાં ફાળ પડી અને તેણે નિશ્વાસ નાંખતાં કહ્યું:—"હા, જો જીવતો રહ્યો તો ફરી મળીશ, હું આજેજ દુશ્મનની બાતમી મેળવવા માટે અહીંથી રવાના થઇશ. જોઇએ કયારે અવાય છે. કોણ જાણે જીવતો પાછો ફરૂં છું કે નહીં. દુશ્મનના દેશમાં જઇને બાતમી મેળવવી સહેલી નથી. પકડાઇ ગયો તો બાર વરસ પુરા થઇ ગયેલાજ સમજવા." સુહેલના આ શબ્દોએ લુબનાને લગાર દીલગીર બનાવી પણ તેણીએ પોતાની દીલગીરીને છુપાવી સુહેલને હીંમત આપતાં કહ્યું:–

"તમારા મુખથી સુહેલ આવા શબ્દો નીકળે એ સારૂં લાગતું નથી. પાંચ છ મહીનાથી તમે દુશમનની પાછળ લાગ્યા છો અને અગત્યની ખબરો લાવો છો છતાં દુશ્મન તમને હાથ સરખોએ લગાવી શકયો નથી. ફરી આવી નિરાશા શા માટે જાહેર કરો છો. તમે તો થોડા દીવસમાં ભારે દીલેરી બતાવી છે માટે હીંમત રાખો." આ સાંભળી સુહેલે જોશમાં આવીને કહ્યું:–

"લુબના! હું કાંઇ નિરાશ થતો નથી. પણ છેવટે હું માણસ છું અને માણસ પણ તે કે જેનું દિલ તેના કાબુમાં નથી બલકે કોઇની કેશલટોમાં ફસાઇ પડયું છે. માત્ર તારા સુંદર ચહેરાના દર્શનથી હુ મારામાં નવજીવન આવેલું જોઉં છું પણ જ્યારે આ મનહરણ મુખડું આંખોથી દુર થાય છે તો કોઇ પણ જાતની ગમ પડતી નથી." લુબનાએ પોતાના મનના ઉભરા જાહેર કરતાં કહ્યું:—

"સુહેલ! તમે તો મરદ છો, તેથી તરેહવાર રીતે પોતાના દિલની બેચેની દુર કરી શકો છો, પણ હું મારા અંતરની પીડા કોને કહું? અનેક દુઃખોમાં સપડાએલી છું. છતાં અત્યારે કોમના મોભાનો સવાલ આવી પડેલો હોવાથી હું મારા અંતરના બધા ઉભરાઓ અને પ્રેમના જુસ્સાને દબાવી રાખવાનું જરૂરી લેખું છું અને તમારાથી પણ હું એવી આશા રાખું છું. ધીરજ રાખો, આપણું મનની બધી અભિલાષાઓ પુરી થવાનો સમય પાસેજ છે." આકાશ ભણી જોઇને બોલી:-"હવે તો પરોઢીઉં થવામાં કાંઇ વાર નથી માટે હું એક મીનીટ પણ થોભી શકતી નથી." એટલું બોલી લુબનાએ આજે પહેલીજ વાર સુહેલનો હાથ પોતાના હાથમાં લઇ અને તેને હેત પુર્વક દબાવીને કહ્યું:-"વાર ખુદા હાફિઝ તમારી બધી આશાઓ તમારા પુર્વજોના દેવો પરીપુર્ણ કરે."

લુબના આ શબ્દો કહેતી કોહે સફાની તળેટીમાંથી નીકળી બયતુલ્લાહના હરમ તરફ ચાલતી થઇ. સુહેલ આભો બનીને તેને જોતોજ ઉભો રહયો અને જ્યારે તેણી દેખાતી બંધ થઇ તો ઢીલા પગે લથડીયાં ખાતો ઘેર તરફ રવાના થયો.



# પ્રકરણ ૭.

## મક્કાવાસીઓની લડાયક તઇયારીઓ.

લડાઇમાં સહુથી પહેલાં નાણાં અને તે પછી માણસોની જરૂરત પડે છે. જો નાણાં ન હોય તો માણસો મળી શકતા નથી. અબુ સુફીયાનની સરદારી તળે કુરેશીઓનો જે વ્યાપારી કાફલો શામથી પાછો ફર્યો હતો અને બદરની લડાઇના લીધે સલામત મક્કામાં પહોંચ્યો હતો તેના થોડાક દીવસ પછી બદરની લડાઇમાં સખત હાર ખાઇને મુશરેકોના ટોળાં મક્કામાં આવ્યા અને જે લોકોના બાપ ભાઇ કે બીજા નજીકના સગાઓ બદરમાં કતલ થયા હતા તેઓ અબુ સુફીયાનની પાસે ગયા અને રડતા ચેહેરે તથા બળતા જીગરે જે લોકોનો વ્યાપારનો સરસામાન કાફલામાં હતો તેમને તથા અબુ સુફીઆનને કહેવા લાગ્યા:—

'ઓ કુરેશના સરદારો, અને કોમી ભાઇઓ! મોહમ્મદ (સલ૦) એ તમારી જડ કાપી નાંખી અને તમારી કોમના આગેવાન તથા બહાદુરોને વીણી વીણીને કતલ કરી નાંખ્યા. બદરમાં જનારા લશ્કર ઉપર જે કાંઇ ખર્ચ થયું હતું તે બધું બરબાદ ગયું. અને સઘળો સરસામાન દુશ્મને લુટી લીધો તેથી હવે દુશ્મનથી બદલો લેવા માટે માલની જરૂરત છે. અત્યારે આપનો માલ પુષ્કળ નફા સાથે આવ્યો છે અને નફાની વહેંચણી થનાર છે તેથી આ તક આપ સાહેબો ભવિષ્યની લડાઇની તૈયારી માટે પોતાના નફામાંથી થોડું થોડું આપો એટલે એક મોટી

રકમ ભેગી થઇ જશે અને તે લડાયક હેતુઓ પાર પાડવાના માટે થાપણનું કામ આપશે."

કુરેશી વ્યાપારીઓએ આ દરખાસ્તને મંજુર કરી લીધી અને તેઓએ કાંઇપણ આનાકાની વગર પોત પોતાના ગજા પ્રમાણે રકમો આપી જેથી જોત જોતામાં એક સારી રકમ ભેગી થઇ ગઇ. જ્યારે નાણાંની તરફથી નીરાંત થઇ તો આ લોકોએ માણસ એકઠા કરવાની કોશીશ શરૂ કરી. કુરેશીઓ તો આ લડાઇમાં ભાગ લેનારજ હતા પરંતુ બદરની લડાઇમાં તેમના માણસો મોટી સંખ્યામાં મરાયા હોવાથી હવે તેમનું બળ પહેલાં જેવું રહેવા પામ્યું નહોતું તેમજ તેમની કોમમાં માણસોની સંખ્યા પણ કંઈ વધારે નહોતી કે તેઓ હજારોની સંખ્યામાં એકઠા થઇ મદીના ઉપર ચઢાઇ કરી શકે. લશ્કરની નાની સંખ્યા દુશમનના શહેર ઉપર હુમલો કરવામાં સફળતા મેળવી શકતીજ નથી. બચાવ કરતાં હુમલો લઇ જવામાં બેવડી સંખ્યાના લશ્કરની જરૂરત પડે છે તેથી કુરેશના કેટલાક આગેવાનોએ એ બાબે સલાહ કરવા સારૂ એક સભા બોલાવી જેમાં તેમના આગેવાન સરદાર અબુ સુફિયાનને પ્રમુખ બનાવવામાં આવ્યો અને એ વિષે ચર્ચા ચાલવા લાગી. પ્રથમ અબુ સુફિયાને પ્રમુખપદેથી નીચે પ્રમાણે વીવેચન કર્યું :–

" કુરેશી ભાઇઓ ! એ તો ખુલ્લી વાત છે કે આપણે હવે માત્ર આપણી કોમના માણસો વડે દુશમનનો મુકાબલો કરી શકતા નથી. વળી તેના શહેર ઉપર હુમલો કરવા માટે લશ્કર મોટી સંખ્યાનું હોવું જરૂરી છે. દુશમન આપણા ઉપર ચઢી આવે એ નહીં બનવા જોગ છે. કેમકે મોહંમદ ( સલ૦ ) પોતાની તરફથી કોઇ પણ કાળે પહેલ કરનાર નથી. તેઓ માત્ર બચાવ કરશે. તેઓ તો પોતાના બળની મજબુતી અને પોતાના દીનની જાહેરાત કરવી પોતાની પહેલી ફરઝ ગણે છે અને

તેજ કરી રહ્યા છે. અમને જેમી કાંઇ ભય હોય તો તે આ દીનની તરફથીજ છે કેમકે જો તે બળવાન થઇ ગયું તો અમારા દેવો અને મુર્તીઓનો નાશ કરશે અમારા ખુદાઓને નેસ્તો નાબુદ કરી નાંખશે અને અમારી ઉંચ કોટીની પ્રજાને કેદી વગરની બનાવી મુકશે. તેથી અમને ગમે તેમ કરીને પણ કનાનવાસીઓ અને થામાવાસી કબીલાઓની મદદ મેળવવી જોઇએ અને આસપાસ વાળા હમ વતનીઓજ ખરા વખતે કામમાં આવતા રહ્યા છે. કદાચ અમારા અને એમના વચ્ચે અણબનાવ હશે પણ તે અંદર અંદરના છે તેથી બહારના દુશમનના મુકાબલા વખતે તેને ભુલી જવા જોઇએ તેથી અમારે હવે તેમને આપણી તરફ ફેરવવાની કોશીશ કરવી જોઇએ." અહીં સુધી બોલીને અબુ સુફિયાન ચુપ થઇ ગયો એટલે અકરમા બિન અબુ જેહેલ ઉભો થયો અને બોલ્યો:—

"માનવંતા કુરેશીઓ! આપણા સરદાર અબુ સુફિયાનનો મત આપ બધાએ સાંભળી લીધો. કનાના અને થામાવાસીઓથી કુમક લેવાની યોગ્યતાને આપ પણ પીછાણો છો પરંતુ હું એક બીજી સલાહ આપું છું. જો આપણે તે પ્રમાણે અમલ કરી શું તો આપણી સંખ્યામાં ઘણો મોટો વધારો થશે. આ સાંભળી એક જણ વચમાં બોલી ઉઠ્યો:—

"કહો, જલ્દી કહો"

અમારા હબશી ગુલામો અને નોકરો કયા દીવસે કામ આવશે? તેઓ લડાયક કુનેહમાં અમારાથી ઉતરે તેવા નથી તો પછી આપણે તેમને લડાઇમાં શા માટે સાથે ન લઇએ" આ સાંભળી સભામાં શાબાશ અને મરહબાનો ઘોંઘાટ થાય છે અને જ્યારે શોર બકોર શાંત થયો તો સફવાન બિન ઉમઇયા નામનો માણુસ નીચેનો ઠરાવ સભા સમક્ષ રજુ કરે છે:—

"ભાઇઓ! આવી લડાઈના પ્રસંગે કોમ અને તેની સાથે મીત્રતા ધરાવનાર કબીલાઓમાં ઉત્સાહ રેડવા અને લોકોને લડાઇમાં ભાગ લેતા કરવા માટે આપણે આપણા શાયરોની શાયરીથી પણ લાભ ઉઠાવવો જોઇએ (અબુ ગુઝઝા) જેવા નામચીન શાયર અને બીજાઓની કાવ્ય શક્તિ કયે દીવસે કામ લાગશે? અગત્યનો સમય તો આજેજ છે માટે અમ રે તેમનાથી પણ કામ લેવું જોઇએ." આ ઠરાવ રજુ થતાંજ ચારે બાજુથી તેને ટેકો આપવામાં આવ્યો એટલામાં અબુ ગુઝઝા શાયરે દરખાસ્તથી અલગ પડતાં જણાવ્યું.—

"ભાઇઓ! હું વચન આપી અબ્યોછું અને (મોહમ્મદ) (સલ૦) થી વાયદો કર્યો છે કે હું તેમના મુકાબલામાં હાથ કે જીભ વડે કોઇ પણ વિરૂદ્ધ પગલું નહીં ભરૂં. તેઓએ માત્ર મારા આ ઇકરારથી મારા ઉપર બહુ મોટો આભાર કર્યો અને મને કેદમાંથી મુક્ત કરી દીધો તેથી હું માફી ચાહું છું." આ સાંભળી સફવાને તિરસ્કાર જાહેર કરતાં કહ્યું;—

'બસ, આવી વાતો રહેવા દો, અત્યારે કોમને તમારી મદદની જરૂર છે માટે ઇનકાર ન કરો. લડાઇ જીતીને પાછા ફરશું ત્યારે તમારી આ અનુપમ સેવાનો પુરતો બદલો આપી તમારી ગરીબી દૂર કરી દેવામાં આવશે. અને કદાચ તમને કોઇ અકસ્માત નડ્યો તો હું તમારી દીકરીઓનું મારી દીકરીઓની પેઠે પાલણ પોષણ કરવાનું વચન આપું છું." આ સાંભળી અબુ ગુઝઝા રાજી થતાં બોલ્યો:—

"આપ મને લાચાર કરો છો તો હું પણ ઇનકાર કરી શકતો નથી. તેથી હું થામાના કબીલાઓમાં ઉત્સાહ રેડવાનું કામ બજાવી લાવવાનો ઇકરાર કરૂં છું."

અબુ ગુઝઝા કહ્યા પ્રમાણે કનાના તથા થામાના કબીલાઓને લડાઇ માટે ઉશ્કેરવા સારૂ રવાના થઇ ગયો ઉપરાંત તેજ સભામાં બીજા

કબીલાવાળાઓને લડાઇમાં ભાગ લેવા માટે ઉશ્કેરવાને અસરકારક ભાષણ કર્તાઓ મોકલવા ઠરાવ કર્યો, અને તરતજ તે ઉપર અમલ પણ કરવામાં આવ્યો કુરેશી વ્યાપારીઓએ પોતાના હબશી ગુલામોને લડાઇ માટે તૈયાર કર્યા અને તેમને કહેવામાં આવ્યું કે જો મોહુમ્મદ (સલ૦) ઉપર ફતેહ મેળવી અને તમે તેમાં પુરતો ભાગ ભજવ્યો તો તમને ગુલામીમાંથી આઝાદ કરી દેવામાં આવશે અને ઉપરાંત ઇનામ પણ આપવામાં આવશે.

જુબેર બિન મતઅમનો હબશી ગુલામ વહશી ભારે દિલેર અને બળવાન હતો. હબશાનવાસીઓના "સાંગ" નામના હથીઆર વાપરવામાં તે ખાસ કુશળતા ધરાવતો હતો તેના "સાંગનો" વાર ભાગ્યેજ ખાલી જતો હતો તેથી જુબેરે તેને કહ્યું કેઃ— "જો તું રસુલે ખુદા (સલ૦) ના કાકા હુમઝા બિન અબ્દુલ મુત્તલિબને કતલ કરી મારા કાકા તુઇમા બિન આદીના ખુનનો બદલો લઇશ તો હું તને આઝાદ કરી દઇશ."

કુરેશના આગેવાન સરદારોએ આ લડાઇમાં એક નવી વાત આ કરી કે મોટી સંખ્યામાં સ્ત્રીઓને પણ સાથે લીધી. સ્ત્રીઓને સાથે લેવામાં તેમનો એવો હેતુ હતો કે પુરૂષોને સ્ત્રીઓના જીવ અને આબરૂના રક્ષણનો વિચાર પાછા હઠતા અટકાવશે અને કદાચ તેઓ પાછા હઠશે તો સ્ત્રીઓ તેમને શરમ વીને દુશમન સામે ટકાવી રાખશે ઉપરાંત જખમીઓ અને માંદાઓની માવજત કરશે તથા લડવૈયાઓ માટે ખાવાપીવાનો પણ બંદોબસ્ત કરશે.

ટુંકમાં એટલુંજ કે કુરેશ કબીલાના સઘળા લડવૈયાઓએ આ હુમલામાં ભાગ લીધો ઉપરાંત બની કનાના તથા તેહામાવાસીઓની મોટી સંખ્યાએ પણ તેમનો સાથ આપ્યો જેથી લશ્કરીઓની સંખ્યા લગભગ ત્રણ હજાર સુધી પહોંચી ગઇ આ મોટું લશ્કર ભારે જુસ્સા સાથે મદીના

તરફ રવાના થયું. માર્ગમાં શાયેરોના લાગણી ઉશ્કેરનારા કાવ્યો બહાદુરોને બેચેન બનાવી રહ્યા હતા તેમજ કુરેશ કુટુંબની બાનુઓએ પણ પુરૂષોના જુસ્સાને તેજ કરવામાં કાંઇ ઓછો ભાગ લીધો ન હતો. કુરેશી બાનુઓમાં લુબના પહેલે નંબરે હતી જુબેરનો હબશી ગુલામ જેનું ઉપનામ અબી દસમતા હતું તે અબુસુફીયાનની સ્ત્રીની હીંદાના દેખરેખ નીચે હતો. તેણીએ તેનાથી વાયદો કર્યો હતો કે 'જો તું હમઝાનું કામ તમામ કરી નાંખશે તો તને મારા શરીર પરનું બધું ઘરેણું ઇનામમાં આપી દઇશ." તેણી દરેક મનઝીલ ઉપર તે જંગજુ હબશી ગુલામને કહેતી હતી કે:— "અબી દસમતા! તું મારી શરતને ધ્યાનમાં રાખજે હમઝાને કતલ કર અને બધું ઘરેણું લઇ લે."

---

# પ્રકરણ ૮ મું.

## મદીનામાં દુશ્મનના સમાચાર.

ઇસ્લામના મહાન બાંગી હજરત બિલાલ રદી૰ નુર ઝહુરના વખતે ઉઠીને પાક પવરદિગારના જલાલી નામનો પોકાર કરતા અને આવી રીતે તેઓ દરેક મુસલમાનને સવારની નમાઝની ફરઝ અદા કરવાનું આમંત્રણ આપતા હતા. મુસલમાનોની મોટી સંખ્યા બલ્કે લગભગ બધાજ તહજ્જુદ ગુઝાર અને શબબેદાર હોવાથી આ પવિત્ર પોકાર સાંભળતાંજ પોતાના ઘરોમાંથી નીકળી મસજીદે નબવીમાં હાજર થાય છે. અને આવી રીતે થોડીજવારમાં લોકોથી મસજીદ ભરી જાય છે. ચારે બાજુએથી તર્દ-વઝીફા અને તસબીહ તેહલીલના સાદો સંભળાય છે અને તેથી અસરકારક

ગુંજ પેદા થાય છે જે સાંભળીને ભલભલા માણસના જડ જીગરને ખુદાની મહત્તાનું ભાન થઇ આવે છે. દરેક બાજુએ ભારે આજેઝી અને નમ્રતાથી મુસલમાનો યાદે ઇલાહીમાં લીન છે હઝારો માણસની ભીડમાં એકપણ એવો માણસનથી જેનું દિલ ખુદાની લગનીમાં લાગેલું નહોય. એટલામાં બધા મુસલમાનો સફબંદી કરે છે અને હઝરત બિલાલ રદી૰ ઇકામતની તકબીર કહે છે જે સાંભળી બધા મુસલમાનોની નજરો હઝરત નબી સલ૰ ના મુબારક હુજરા તરફ દીદારના માટે ઉડે છે. હઝરત સરવરે કાયનાત સલ૰ બહાર તશરીફ લાવી મહેરાબમાં કયામ ફરમાવે છે અને ભાગ્યશાળી મુકતદીઓ આવા મહાન અને વ્હાલા પેશવાની પાછળ સવારની નમાઝ અદા કરે છે. અલ્લાહ, અલ્લાહ, એવા મુકતદીઓની બુલંદ કિસમતનું શું પુછવું કે જેને આવા ઇમામ મળે. અને આવા ઇમામની પાછળ નમાઝ પઢનારાઓના દિલોની કેફીયતનું તો વર્ણનજ થઇ શકે નહી. ખરેખર નમાઝને મોમિનોની મેઅરાજનો જે દરજ્જો આપવામાં આવ્યો છે તે એ લોકોનેજ નસીબ થઇ હતી અને બેશક તેઓ ખરા મોમિન હતા. નમાઝથી પરવારીને હુઝુરે અકદસ સલ૰ દુઆ માટે હાથ ઉઠાવે છે. બધા સેવકોના પણ હાથ ઉંચા થાય છે અને અંતઃકરણ પુર્વક આમીન પોકારી રહ્યા છે. દુઆનો દરેક શબ્દ ખુદાવંદ કરીમના દરબારમા પહોંચી સ્વિકારાય છે. સુબહાનલ્લાહ.

> નમાઝેં ઉન્કી હય, ઇખલાસને જીનકો બતાયા હય.
> નશાને બંદગી ઓર, ઇનકિસારે ઇજ્ઝકા પુતલા.

નમાઝ તથા દુઆથી પરવાર્યા પછી બધા મુસલમાનો હઝરત રસુલે અકરમ સલ૰ ની સેવામાં સલામ અરજ કરીને ફરી એકબીજાની મીઝાજ પુરસી થાય છે તે બાદ મજલીસે નબવી ભરવામાં આવે છે. પણ તે ત્યાં માલેક અને નોકર, પેશવા અને પયરવ કોઇમાં પણ લગારે

ભેદ નથી. પ્રમુખની ગાદી કે ઉંચ નીચના કશાંએ ચિન્હ નથી. હઝરત રસુલે અકરમ સલ૦ બધા સહાબાની સાથે એકજ જગ્યાએ બેઠાં છે. બહારથી આવનાર અંજાણ્યું માણસ વગર પુછે હઝરત રસુલે અકરમ સલ૦ ને ભાગ્યેજ ઓળખી શકે. ખજુરીના પાંદડાની સાધારણ ચટાઇઓ પાથરેલી છે અને તે પર બધા સમાનતાની પંકતીમાં બેઠાં છે. દુન્યાવી તથા દીની સવાલો રજુ થાય છે અને તેના સંતોષકારક જવાબો હઝરત સલ૦ આપે છે. આફતાબ ઉદય થઇ ચુક્યો છે અને તેનો પ્રકાશ મદીના શહેર તથા આસપાસની ભુમી ઉપર પુરતી રીતે પથરાઇ ચુકેલો હોવાથી મદીનાની આસપાસ રહેનારા મુસલમાનો પણ દરબારે નબવીમાં હાજર થતા જાય છે. બહારથી આવનારાઓમાંથી કેટલાક માણસો આવીને "દુશમન" "દુશમન" પોકારે છે અને તે પછી આં હઝરત સલ૦ ની સેવામાં હાજર થઇ અરજ કરે છે:—

"યા રસુલુલ્લાહ સલલલ્લાહો અલયકા! મદીનાની બહાર ઓહદ પહાડની પાસે "અનીનીન" નામના સ્થળે મક્કાના દુશમનોનું લશકર આવી પડયું છે. તેમની સાથે પાયદળ અને સવારોની મોટી સંખ્યા છે તથા સરસામાન પણ ઘણું છે આવડા મોટા લશકરના આવવાથી ભયભીત થઇને આજુ બાજુના રહેવાસીઓ મદીનાની તરફ નહારતા આવે છે. દુશમન અસંખ્ય લશકર લઇને આવ્યો છે તેથી અત્યારે મુકાબલો કરવાની તરતજ તૈયારી થવી લગાર કઠણ દેખાય છે." આ સાંભળી હઝરત સલ૦ એ ભારે ગંભીરતાથી ફરમાવ્યું :—

"વધુ ધભરાવવાની જરૂરત નથી. દુશમનનું મોટું લશકર આવ્યું છે તો આવવા દો. ખુદા આપણો રક્ષણ કર્તા અને માલેક છે. આપણો ભરૂસો તેનાજ ઉપર છે તેથી દુશમનના મુકાબલાનો બંદોબસ્ત પણ થઇ જશે. મોમિન ગમે તેવા સંકટમાં પણ ગભરાતો નથી માટે તેની મોટી

સંખ્યાથી ભય ભીત થવાની લગારે જરૂર નથી ખુદા સફળતા આપનાર છે. પણ વારૂ કહી શકશો કે તેની કેટલી સંખ્યા હશે?"

"ખરી સંખ્યા તો ખુદા જાણે પણ ઉપલક નજરે જોતાં જણાય છે કે ત્રણ હજાર કરતાં ઓછી સંખ્યા તો નહીજ હોય બલકે એ કરતાં વધારેજ હશે. અમે એને જોતાંજ ભયના માર્યા ન્હાસી આવ્યા અને પુરતી તપાસ કરી શક્યા નહી તેથી ચોકસ કહી શકતા નથી." આ માણુસ અહીં સુધીજ બોલવા પામ્યો હતો કે બીજા ઘણા લોકો અકળાયલા ગભરાયલા આવ્યા અને દુશ્મન મોટી સંખ્યામાં આવેલો હોવાના સમાચાર લાવ્યા. આ ખબર અચાનક મળવાથી મસજીદમાં હાજર રહેલા બધા મુસલમાનોની મજલીસ જંગી કાઉન્સીલના રૂપમાં ફેરવાઇ ગઈ. હુઝરત રસુલે અકરમ સલ૦ એ હાજર રહેલાઓની રૂબરૂ પોતાનો મત જાહેર કરતાં ફરમાવ્યું :—

"મુસલમાનો! દુશમનની વધુ સંખ્યા બતાવવામાં આવે છે અને હોવી પણ જોઇએ કેમકે તે હુમલો લઇને આવે છે. અમે મયદાનમાં નીકળીને મુકાબલો કરી શકીએ તે સારૂ મુસલમાનોનું લશકર ઉતાવળે એકઠું કરી શકતા નથી તેમ દુશમનના આવ્યા પહેલાં અમે મયદાનમાં જઇએ એ કાંઇ ઠીક લાગતું નથી તેથી આપણે અત્યારે બચાવમાંજ રહીએ અને મદીના ફરતે મોરચાબંદી કરીને દુશમનના હુમલાની વાટ જોતાં થોભીએ દુશમન જો શહેર ઉપર ચઢી આવશે તો માર્ગમાં અને ગલીઓના નાકા ઉપર પુરૂષો દુશમનનો મુકાબલો કરશે અને તેને આગળ વધતાં અટકાશે અને સ્રીઓ ઘરોની બારીઓ ઉપરથી પથરાંઓનો વરસાદ વરશાવશે જેથી દુશમન નિરાશ થઇને પાછળ હઠવા માટે લાચાર બનશે." આ સાંભળી અબદુલ્લા બિન ઉબ્બી બોલ્યા :—

"બેશક, હઝરત સલ૦ ની સલાહ બાજબી અને વખતને અનુસરતી છે માટે આપણે એમજ કરવું જોઇએ."

મયદાનમાં નીકળીને દુશ્મનનો મુકાબલો નહીં કરવાનો હઝરત રસુલે અકરમ સલ૦ નો મક્કમ મત હતો પરંતુ તે માનવંતા અસહાબો જેઓ કોઇ કારણના લીધે બદરની લડાઇમાં શામિલ થઇ શક્યા ન હોતા અને જેમના ભાગ્યમાં ઓહદની જંગમાં શહાદતનો દરજ્જો લખેલો હતો તેઓ મયદાનમાં નીકળીને દુશ્મનનો મુકાબલો કરવાનો મત ધરાવતા હતા અને તેથી તે બધાએ એક સાથે મળીને હઝરત સલ૦ નો મત જાણ્યા બાદ અર્ઝ કરી:—

"યા રસુલુલ્લાહ સલ૦ ! આપ અમને દુશ્મનના મુકાબલા સારૂ મયદાનમાં લઇ ચાલો. એવું ન થાય કે દુશ્મન અમને બીકણ અને કમજોર સમજે." આ સાંભળી અબ્દુલ્લા બિન ઉબ્બીએ પોતાના મત ઉપર કારબંદ થવા સારૂ ભાર દઇને જણાવ્યું:—

"યા હઝરત સલ૦ ! આ લોકોના વિચારો ઠીક નથી. આપ મદીનાથી બહાર જવાનું માંડીજ વાળો. હું અનુભવ ઉપરથી કહું છું કે જ્યારે પણ અમે શહેરથી નીકળીને દુશ્મનનો મુકાબલો કર્યો છે તો તેમાં હાર મળી છે અને જો દુશ્મને અમારા શહેર ઉપર હુમલો કર્યો છે તો અમે તેને હરાવ્યો છે અને તે નિરાશ થઇને પાછો ફર્યો છે. તેથી આપ મક્કાવાસીઓને તેમની સ્થીતી ઉપર મુકો. જો તેઓ શહેરને ઘેરો ઘાલીને બહાર પડયા રહે તો પડી રહેવાદો. છેવટે થાકીને ચાલ્યા જશે. અને કદાચ શહેર ઉપર હુમલો લાવશે તો પુરૂષો તીર અને તલવારોથી મુકાબલો કરશે અને બૈરાંઓ તથા બાળકો અગાશીઓ ઉપરથી પથરાનો માર ચલાવશે જેથી પરિણામે કુરેશીઓને નીચે મોઢે પાછું ફરવું પડશે."

અબ્દુલ્લા બિન ઉબ્બીએ વ્યાજબી મત આપ્યો પણ સહાબા રદી૦ ઓ મયદાનમાં નિકળવાનીજ ખોંહેશ કરતા રહ્યા અને છેવટે તેમના મત પ્રમાણેજ કરવાનો ઠરાવ થયો એટલે હઝરત રસુલે ખુદા સલ૦ એ

પોતાના મુબારક શરીર ઉપર લડાયક શાસ્ત્રો સજ્યા. આ બનાવ જુમાની નમાઝથી પરવાર્યા પછીનો છે. વળી બની નજ્જાર કબીલાના માલિક બિન ઉમરૂ નામના એક અનસારી સહાબીની વફાત થઇ હતી તેથી રસુલે અકરમ સલ૦ જનાઝાની નમાઝ પઢાવ્યા પછી દુશમનના મુકાબલામાં નીકળવાને તૈયાર થયા.

જે સહાબા મયદાનમાં નીકળીને લડવાની બોહોંસ કરતા હતા તેમને હવે પોતાની હદનું ભાન થયું તેઓ સમજવા લાગ્યા કે અમે હઝરત રસુલે અકરમ સલ૦ ને શહેર બહાર મયદાનમાં નીકળીને મુકાબલો કરવા લાચાર બનાવ્યાનું વખોડવા લાયક કામ કર્યું છે તેથી તેઓએ હજરત સલ૦ ની સેવામાં અરઝ ગુઝરાતાં કહ્યું:—

"યા હઝરત સલ૦ ! અમોએ આપને આપની મરજી વિરૂદ્ધ મયદાનમાં નીકળીને દુશમનનો મુકાબલો કરવા લાચાર બનાવ્યા પણ અમને તેમ કરવું મુનાસબ નહોતું તેથી અમે અરઝ કરીએ છીએ કે આપ અમારા મત પ્રમાણે ન કરતાં શહેરમાંજ રહો અને બચાવની તૈયારી કરો." આ સાંભળી હઝરત સલ૦ એ ફરમાવ્યું:—

"નહીં, હવે વિચાર ફેરવવો મુનાસબ નથી જ્યારે કોઇ નબી લડાઇના શસ્ત્ર સજી લે છે તો ફરી તેણે તે ઉતારવા ન જોઇએ અને લડયા વગર હથીયાર મુકી દેવા યોગ્ય નથી." તે પછી આં હુઝરત સલ૦ એ પુછયું:-

"ઇબ્ને ઉમ્મે મકતુમ કયાં છે?" જવાબમાં ઇબ્ને મકતુમ બોલયા:-

"લબ્બેક યા રસુલુલ્લાહ સલ્લાહો અલયક" આપે ફરમાવ્યું:-

"મારી ગેરહાજરી દરમીયાન તમને મદીનાના આમેલ બનાવવામાં આવે છે માટે તમે શહેરનું રક્ષણ કરજો."

તે પછી આપે એક હજાર અસહાબની સંખ્યા સાથે મદીના શહેરથી કુચ કરી અને માર્ગમાં દુશમનનો ભેટો થાય નહીં અને મુસલમાન

ઓહદ પહાડ સુધી પહોંચી જાય એવા રસ્તે ચાલ્યા. એટલે માર્ગમાં ત્રણસો મુનાફીકો એમ કહીને હઝરત સલ૦થી જુદા થઇ ગયા કે "લડાઇ હોતતો અમે સાથે આવતા આમ વગર લડાઇએ આવીને શું કરીએ." અનસારી કુટુંબોએ યાહુદીઓથી કુમક લેવાનું જણાવ્યું પણ હઝરત સલ૦ એ ઇનકાર કરતાં ફરમાવ્યું કે;- "ખુદા અમારો મદદગાર અને ફતેહ આપનાર છે. પારકાઓની મદદ લેવા કરતાં ખુદા ઉપર ભરૂસો કરવો પુરતો છે." ટુંકમાં એટલુંજ કે આપ કુલ્લે સાતસો લડવઇયાઓ સાથે ઓહદ પહાડની તળેટીમાં પહોંચ્યા અને મક્કાના મુનાફિકોના મુખિલામાં ઉતરી પડયા.

# પ્રકરણ ૯ મું.

## મુકાબલાની તૈયારી.

મયદાને જંગમાં પહોંચીને આં હઝરત સલ૦ એ લશકરીઓની તપાસ લીધી. બાળકોને શહેરમાં પાછા મોકલી દીધા માત્ર પંદર પંદર વરસના બે બાળકો જેઓ તીર ચલાવવામાં ભારે પ્રવીણ હતા તેમને રહેવા દીધા. મુશરિકોના લશકરનો વાવટો, બની અબદુદદારના પાસે હતો. લાંબા કાળથી લડાયક વાવટો કુરેશના આ કુટુંબ પાસેજ રહેતો હતો. અબુ સુફીયાને આ કુટુંબના લોકોને ગરમાવવા અને તેઓમાં જુસ્સો ઉશ્કેરવા કહ્યું:—

"બની અબદુદદાર! તમે હમેશાથી અમારા અલમ બરદાર છો. પણ જંગેબદરમાં અમારા હકમાં તમારી અલમ બરદારી ઘણીજ કમન-

સીખ નીવડી છે. તેમ થવાનું કારણ આ સિવાય બીજું શું હોઇ શકે કે તમે તમારા ઉપર મુકવામાં આવેલી ફરજ પુરતી રીતે બજાવી લાવ્યા નહીં. તેથી હવે તમને આ સેવા એવી શરતે સોંપવામાં આવે છે કે તમે પુરેપુરી કાળજી સાથે બજાવી લાવો નહીં તો આ સેવાને લાયક જે કુટુંબ જણાશે અને આ લડાયક વાવટાના રક્ષણની પુરેપુરી જીમ્મેદારી લેશે તેને આ વાવટો સોંપવામાં આવશે" આ સાંભળી બની અબદુદ્દારે જુસ્સા સાથે લડયક વાવટાના રક્ષણની ખાત્રી આપી અને કમ્મી મોભાને કાયમ રાખવાનું વચન આપ્યું.

રાતની વેળાએ દુશમન હુમલો ન કરી શકે અને કદાચ કરે તો તેમાં તેને નિરાશા મળે એટલા સારૂ હઝરત રસુલે ખુદા સલ૦ એ ઓહદ પહાડની એક રક્ષિત ઘાટીને મુસલમાન લશકરના ઉતારા માટે પસંદ કરી અને તેના મુખ ઉપર થોડાક પહેરગીરો બેસાડી દીધા. સાધારણ રીતે બધા મુસલમાનો લગભગ આખી રાત ઇબાદતમાં પસાર કરતા હતા તેથી દુશમનના આવ્યાની ખબર મળે અને તેમને તૈયાર થતાં વાર લાગે એમ તો હતુંજ નહીં છતાંએ પહેરેગીરો પોતાની ફરજ અદા કરતા બેઠા હતા.

કુરેશી લશકરમા સૌથી વધારે ખેંચાણ કારક વસ્તુ બાનુઓની હાજરી હતી જેઓ જુસ્સાદાર અને ઉશ્કેરનારા વિવેચનો મારફતે પુરૂષોને મરણીયા બનાવતી હતી. સવારે લડાઇનું મયદાન ગરમ થનાર હતું. લડવઇયાઓ પોતપોતાના હથીયારોને સાફસુફ કરી રહયાં હતા. અબુ સુફયાનની સ્ત્રી હિન્દા બિન્તે ઉત્બાની આગેવાની હેઠળ કુરેશી બાનુઓનું ટોળું ડફ વગાડતું અને જુસ્સાદાર ગાયનો લલકારતું આખા લશકરને ઉશ્કેરવા ફરી રહયું હતું. તેઓ પોતાના મીઠા અને મધુર સુરોમાં આ પ્રમાણે ગાતી હતી.

"જો તમે દુશમનના મુકાબલામાં જીત મેળવીને પાછા ફરશો તો અમે તમને ભેટીશું અને તમારા માટે સુંદર બીછાનાઓ પાથરીશું. પણ જો તમે દુશમનના મુકાબલામાં પીઠ બતાવી તો અમે તમારાથી જુદા થઇ જઇશું અને તે જુદાઇ પણ એવી કે ફરી મળવાનું નામ પણ નહીં લઇએ."

લડાઇના સમયે પણ લશકરની હારો વચ્ચે તથા પાછળ બાનુઓના ટોળાં પુરૂષોમાં નવજીવન રેડી રહયાં હતાં અને આ કામમાં હિન્દા બિન્તે ઉત્બા ને તેની ખાસ સાહેલી લુબના મદદ આપતી હતી.

કુરેશીબાનુએનું આ ટોળું આખા લશ્કરમાં છુટની સાથે ફરીને ચર્ચા જોતું હતું એક જગ્યાએ કેટલાક જુવાનીઆઓ ટોળે મળીને બેઠાં હતાં અને ટોલા ટપ્પાની સાથે ગાયન પણ લલકારી રહયા હતા. બાનુંઓનું ટોળું આ જુવાનીયાઓની હીલચાલ જોતાં થોડેક દૂર ઉભું રહયું અને તેમની વાતો સાંભળવા લાગ્યું. હિન્દા બીનતે ઉત્બા અને લુબનાનું બધું ધક ધ્યાન જુવાનીયાઓની વાતચીત તરફ લાગેલું હતું. તેઓએ સાંભળ્યું કે એક જુવાને બીજા જુવાનને કહયું:—

"બસ કાલે ખરી બહાદુરી બતાવવાનો દીવસ છે મેં તો ગમે તે ભોગે મોહમ્મદ (સલ૦) સુધી પહોંચવાનો નિશ્ચય કર્યો છે જો તેમાં સફળ થયો તો ઠીક નહીં તો ત્યાંજ જીવ અર્પણ કરીને કઉમ તથા............ (કાંઇક કહેવા ચાહતો હતો પણ થોભીને બોલ્યો) ઉપર કુરબાન થઇ જઇશ." આ સાંભળી એક જુવાને જવાબમાં કહ્યુ;—

"સુહેલ! તું જે તરફ હુમલો કરીશ તે તરફ પડછાયાની પેઠે તારી સાથે રહેવાનો મેં પણ પાકો ઇરાદો કરી લીધો છે. મારી પણ છેલ્લામાં છેલ્લી એજ આશા છે કે અમે તેમ કરીને પણ મોહમ્મદ (સલ૦) નું કામ તમામ કરી નાંખવામાં આવે જોકે આ કામ કઠણ છે છતાં કોશીશ

કરવામાં પછાત ન રહેવું પરિણામ જે આવે તે ખરૂં." આ સાંભળી એક બીજો જુવાન બોલ્યો:—

"કોઇપણ કામ કઠણ નથી. બહાદુરી અને હીંમત આગળ કઠ-ણાઇ ટકી શકતી નથી. મને તો સફળતાની પુરેપુરી ખાત્રી છે. જે માણસના દિલમાં સફળતાની ખાત્રી નથી તે બીકણ છે એમ મારી તો માન્યતા છે."

"તુઇમ ! તારૂં કહેવું ઠીક છે" સુહેલ બોલ્યો:—

"ખરેખર બહાદુરીના એજ અર્થ થાય છે. લડાઇમાં છતાં અને પણનું કામ નથી. બાહોશ કુદી પડવાની જરૂર છે. અમે આ માર્ગમાં પગ મુક્યો છે તે પાછળ હઠવા માટે નથી બસ આગળજ વધ્યા રહો. સફળતા આગળ વધનારાનેજ વરે છે."

"એ ખરૂં છે અને મારી માન્યતા પણ એજ છે કે માણસે કોઇ પણ કામ મુશ્કેલ ન સમજવું જોઇએ છતાં"··············આગળ બોલતો અટકાવી સુહેલે કહ્યું:—

"છતાં અને પણને રહેવા દે. આપણે આપણા હેતુમાં તાકીદે ફતેહમંદી મેળવીએ એ રસ્તો બતાવ"

# પ્રકરણ ૧૦ મું.

## મયદાને જંગ.

મક્કાના મુશ્રિકોએ આખીરાત લડાયક તઇયારીઓમાં પસાર કરી છે સ્ત્રીઓ દફ વગાડીને આખા લશ્કરમાં પોતાના સુરીલા સુરોથી

લશ્કરીઓમાં નવચેતન રેડતી રહીછેપુરૂષોના ટોળાએ બદવી ઢોલ વગાડી અને લશ્કરી ગાયનો લલકારીને દરેકના જીગર શુરાતનથી છલકાવી મુક્યા છે. અબુ સુફીયાન અને તેના સાથીઓ દરેકે દરેક લશ્કરી હમલા કરવામાં માન મોભો જળવાય તે માટે લગારે પાછી નહી કરવાની સમજુત આપી ચુક્યા છે વડીલોના ગવરવની યાદ આપી દેવતાઓના માન મોભામાં ફેર ન પડે તે માટે બનતું કરવામાં પચ્છાત રહ્યા નથી. જંગે બદરમાં ખાધેલી હારનું સ્મરણ કરાવી બદલો લેવાની લાગણી સ-તેજ કરી છે.

ઇસ્લામી લશ્કરે શાંતીથી રાત પસાર કરી ખાવા પીવાથી પરવારી બધા મુસલમાનો ઇશાની નમાઝમાં મશગુલ થયા અને તે પછી અનેક અલ્લાહના બંદાઓ અલ્લાના સ્મરણમાં લાગી ગયા છે. કોક ઠેકાણે તસ્બીહો તહેલીલના સાદ સંભળાય છે. તો કોઇ ઠેકાણે કુરઆને મજીદની તિલાવત થાય છે કેટલાકો પાક પરવરદિગારની જનાબમાં ભારે આજેઝીથી દુશમનના મુકાબલામાં ફતેહમળવાની દુઆ માંગી રહ્યા છે તો કેટલાકો શહાદતના શોખમાં લીન થઇ. અલ્લાહ અલ્લાહ કરી રહ્યા છે. તેઓ બધા સારી પેઠે સમજી રહ્યા છે કે જો માર્યા જઇશું તો શહાદતનો દરજ્જો મળશે અને જો જીવતા રહી વિજય મેળવીશું તો ગાઝી તરીકે ઓળખાઇશું. બધાઓના ચહેરા આનંદી છે ચિંતાનું નામ પણ નથી.

સવારમાં આકાશ પર સફેદી ફેલાતાંજ હઝરત બિલાલ રદી૦ નો બુલંદ સાદ સંભળાયો જેઓ બાંગ મારફતે મુસલમાનોને નમાઝ અદા કરવા બોલાવતા હતા. આ પવિત્ર સાદ સાંભળતાં તરતજ બધા મુસલમાનો આકાશના છત્ર નીચે ખુલ્લા મયદાનમાં બેસી ગયા એટલે રસુલે અકરમ સ૦ અ૦ વ૦ એ ઇમામત કરી નમાઝ પઢાવી અને

નમાઝ પછી પાક પરવરદિગારની જનાબમાં ભારે આજેઝીથી ફતેહમંદીની દુઆ માંગી ચારે બાજુથી આમીનના પોકારો થયા અને હાજર રહેલા મુસલમાનો ના જીગરો સંતોષ થતા અલ્લાહના નુરથી ભરપુર થઇ ગયા.

નમાઝથી પરવાર્યા પછી મુસલમાનો જંગના મયદાનમાં નીકળી હારબંધ ગોઠવાયા હઝરત રસુલે અકરમ સ૦ અ૦ વ૦ ઇસલામી ઝુંડા નીચે પધાર્યા અને અલમબરદાર તરીકે મસઅબ બિન ઉમીયા રદી૦ ને મુકરર કર્યા. બધા મુહાજેરીન આપની આસપાસ ફરી વળ્યા અને અનસારીઓનું ટોળું પોતાના ઝુંડાની નીચે હારબંધ ગોઠવાઇ ગયું. આ ગોઠવણ કર્યા પછી હઝરત રસુલે અકરમ સ૦ અ૦ વ૦ એ પચાસ ચુનંદા તીર ચલાવનાર મુસલમાનોને ચુંટીને અબ્દુલ્લા બિન ઝુબેર અનસારી રદી૦ ના તાબે સોપ્યા અને જે સ્થળે રાતપસાર કરી હતી તેના રક્ષણ માટે નીમણુંક કરી અને પહાડની ટોંચ ઉપર મુકામ રાખવાને તથા દુશમનો ઇસલામી લશકરની પાછલી બાજુએથી છાપો ન મારે તેની સંભાળ રાખવાને ફરમાવ્યું. વળી આલોકોને સખત તાકીદ આપીહતી કે લડાઇનું ગમે તે પરિણામ આવે, હાર થાય કે જીત પણ તમારે તમારી જગ્યાથી હાલવું ચાલવું નહી અને ઘાટીનું રક્ષણ કરવું. તે પછી હઝરત સ૦ અ૦ વ૦ એ હારો ગોઠવી લશકરની જમણી બાજુએ ઝુબેર બિનુલ અવ્વામ રદી૦ અને ડાબી બાજુએ મન્ઝર બિન અમરૂ રદી૦ ને સરદારી આપી પોતે વચમાં મુકામ રાખ્યો. તીરઅંદાઝોને પાછળ રાખ્યા અને બધાને એક સરખી રીતે હુકમ આપ્યો કે જયાં સુધી હું રજા ન આપું ત્યાં સુધી કોઇ પણ માણસ લડવાને મયદાનમાં ન જાય.

તે બાજુએ કુરૈશીઓ પણ હારબંધ ગોઠવાઇને લડવા તઇયાર હતા. તેમની કુલ સંખ્યા ત્રણ હજારની હતી જેમાં બસ્સો સવાર હતા.

અબુસુફીયાને એક એકસો સવારોની ટુકડીઓ ખાલિદ બિન વલીદ અક-રમા અને બિન અબુ જહેલ ને આપીને તેમને લશ્કરની જમણી અને ડાબી બાજુએ મુકર્રર કર્યા અને હબશી ગુલામોની ટુકડી અબુ આમીર* ફાસિકના તાબામાં લશ્કરની આગલ રાખી. પાછલી બાજુએ સ્ત્રીઓ હતી અને પછી તેણીઓ દફ વગાડીને મરદોને લડાઇ માટે ઉશ્કેરતી હતી. તેમના ટોળાં લશ્કરની વચ્ચે પેસીજઇ લડવઇયાઓને પાણી પાવાની સાથે જુસ્સો આપવાનું પણ કામ કરતા હતા.

રસુલ અકરમ સ૦ અ૦ વ૦ એ લશ્કરની ગોઠવણી પછી તલવાર હાથમાં પકડીને ફરમાંવ્યું:-

"આજે આ તલવાર કોણ લે છે? તલવાર લઇને વાયદો કરવો પડશે કે તે લેવાનો હક અદા કરશે."

આ સાંભળી ઘણાં સેવકો તલવાર લેવાને આગલ વધ્યા પણ તેમાંથી એકને એ ન આપી ઝુ'બેર બિનુલ અ૦વામ રદી૦ પણ આ દરખાસ્તમાં નાકામ રહ્યા છેવટે અબુ દુજાના સમાક બિન ખિરશાતા

* અબુ આમીર નું નામ અબ્દ બિન અમરૂ બિન સયફી હતું તે અવસ કબીલાનો આગેવાન અને જાહેલીયતના સમયમાં રાહીબના નામથી પ્રખ્યાત હતો. મદીના શરીફમાં હુઝરત રસુલે અકરમ સલ૦ પધાર્યા પછી આપની દુશમની અને અદાવતથી ઇસ્લામ વિરૂદ્ધ ઉભો થયો પણ જ્યારે તેનું કાંઇ ચાલ્યું નહીં તો પોતાના થોડાક મિત્રો સહીત મક્કા ચાલ્યો ગયો અને હુઝરત સલ૦ વિરૂદ્ધ મુશરિકોને ઉશ્કેરતો રહયો. તેણે મકકાના મુશરેકોને એવી આશા અપાવી હતી કે તે તે મદીના પહોંચશે તો તેના કુંટુંબીઓ તેને જોતાંજ હુઝરત સલ૦ નો સાથ મુકી દઇ તેની સાથે આવી મળશે. રસુલે ખુદા સલ૦ એ તેને ફાસિકનો લકબ આપ્યો હતો.

**અનસારી રદી૦** જે ભારે લડવઇયા સાહસિક અને દિલેર હતા તેઓ આગળ વધીને બોલ્યાઃ-

"યા રસુલુલ્લાહ સલલલ્લાહો અલયકા! આ તલવારનો હક શો છે તે તો ફરમાવો?"

"આનો હક એ છે કે એને હાથમાં લઇને એટલે સુધી લડો કે તે વાંકી વળી જાય." હુઝરત સલ૦ એ ફરમાવ્યું એટલે અબુદુજાનાએ અરજ કરીઃ-

"ત્યારે હું આ હક અદા કરવાનો વાયદો કરી એને લઇશ" એટલું બોલી તેઓએ તલવાર લેવાને હાથ લંબાવીયો એટલે હુઝરત સલ૦ એ તેમને આપી દીધી. અબુ દુજાના તલવાર લઇને ભારે ગર્વ સાથે અકડતા મયદાનમાં આગળ વધ્યા લડાઇ પ્રસંગે ભારે દિલેરી અને અકડની સાથે દુશ્મનના મુકાબલામાં જવાની **અબુદુજાનાની** આદત હતી. વળી તેઓ જ્યારે પણ લડાઇ કરવા તૈયાર થતા તે એક લાલ રૂમાલ પોતાના માથા ઉપર વિંટાળી લેવાનો તેમનો ધારો હતો. અત્યારે પણ એ ધારા પ્રમાણે તેઓ લડાઇના મયદાનમાં પહોચીને લાલ રૂમાલ માથા ઉપર વીટાંળી લીધો અને હત્યારોની ચમક દમક તથા તેને ફેરાવવાનો હુન્નર દેખાડવા લાગ્યા રસુલે ખુદા સલ૦ એ તેમની આવી મગરૂરી જોઇને ફરમાવ્યુંઃ-

"જો કે આવી રીતે ખુદાને પસંદ નથી છતાં લડાઇના પ્રસંગે નહીં" એટલે લડાઇના પ્રસંગે દુશમનના મુકાબલામાં મગરૂરી અને અકડ બતાવવી નાપસંદ નથી.

કુરેશીઓની તરફથી સહથી પહેલાં અબુ આમીર ફાસિક જંગના મયદાનમાં નીકળ્યો. તેણે હબશી ગુલામોના ટોળાં સાથે ઇસલામી

લશ્કર ઉપર હમલો કર્યો અને મુસલમાનોની હારો સામે આવીને પોતાના કુટુંબીઓને પોતાના નામથી જણીતા કરીને કહ્યું :—

"ઓ મારા ભાઇઓ! તમે કોના ફંદામાં ફસાયાછો? આવો મારીસાથે આવીને મળો."

અવસ કબીલાના મુસલમાનો આ સાંભળીને ઉંચા નીચા થઇ ગયા અને તેઓએ તેની આ વાતને તીરસ્કારી કાઢી એ જોઇને તે વધારે ઉશ્કેરાયો અને બોલ્યો :—

"આહ! મારી ગેરહાજરીથી મારી કોમ ખરાબ થઇ ગઇ" તે પછી તેણે હમલો કીધો અબુ આમિર વીરે શુરબીર અને દિલેર હતો છતાં મુસલમાનોની અડગતા સામે તે ટકી શક્યો નહી. તે મુસલમાનોની હારો ને તોડી આગળ વધવામાં નાકામ રહયો. તેના હુમલાનો મુસલમાનોએ જડબાંતોડ જવાબ આપ્યો જેથી અબુ આમિર વધુ ઉશ્કેરાયો અને તેણે મુસલમાનો ઉપર પથરા ફેંકીને પોતાના બળતા જીગરને ઠંડો કર્યો :—

જ્યારે મુશરિકો તરફથી હુમલાની શરૂઆત થઇ ગઇ તો રસુલે ખુદા સ૦ અ૦ વ૦ એ પણ મુસલમાનોને લડાઇની રજા આપી દીધી. બસ ફરી પુછવુંજ શું? અબુ દુજાના, હઝરત હમઝા રદી૦. ઝુબેર બિનુલઅવ્વામ રદી૦ સાઅદ બિન મઆઝ રદી૦ અને બીજા ઇસલામી બહાદુરો કુરેશી લશ્કર ઉપર હમલો લઇ ગયા. અને તેમની ગોઠવાયલી હારોને વેરવિખેર કરી લશ્કરી ઝુંડા સુધી પહોંચી ગયા. અબુ દુજાના ને રસુલે ખુદા સ૦ અ૦ વ૦ એ તલવાર આપી અને ઝુબેર રદી૦ ને નહી આપી જેથી તેમને દિલગીરી થઇ એટલે તેઓએ પોતાના મનમાં કહ્યું કે "હું કુરેશી છું અને રસુલે પાકની ફોઇનો દીકરો છું

પણ રસુલે આકરમ સ૦ અ૦ વ૦ એ મને તલવાર ન આપી હવે હું જોઉં છું કે અબ્બા દુજાના આ તલવાર લઇને શું કરે છે." ઝુબેર અબુદુજાના ને પોતાની નજરમાં રાખ્યા તેઓએ જોયું કે અબુ દુજાના રદી૦ કુરેશી લશ્કરની હારો ઉપર હુમલો કરતાંજ વિજળીની રૂપે દુશ્મનની સફોમાં પેસી ગયા અને જે મુશરિક તેમના મુકાબલામાં આવ્યો તેને જીવતો ન રેહવા દીધો. જે કોઇ મુસલમાન જખ્મી થઇને પડતો તેનું કામ તમામ કરી નાંખવા માટે એક મુશરિક પોતાની તલવાર નો વાર કરતો. અબુ દુજાના એ તેની આવી નાપાક હિલચાલ જોઇ લીધી એટલે આપ તેની તરફ નમ્યા. તે પણ આગળ વધ્યો બંનેમાં મુકાબલો થયો અબુ દુજાના એ તેને પહેલો વાર કરવાની તક આપી અને તલવારનો ઘા ઢાલ ઉપર ઝીલ્યો અને તરતજ પોતાની તલવારના એકજ વારમાં તેના બે કટકા કરી નાંખ્યા હવે અબુ દુજાના દુશમનો ની સફના છેવટ સુધી પહોંચી ગયા હતા ત્યાં તેઓએ એક માણસને લશ્કરીઓને ઉશ્કેરતોજોયો. તરતજ તેની તરફ વળ્યા અને હુમલો કરી દીધો અબુ દુજાના ની તલવાર બુલંદ થતા જોઇને તેણે ફરીયાદ કરી અને "હાય" કહી બેસી ગયો. આ અબુ સુફિયાન ની સ્ત્રી હીંદા હતી. રસુલે ખુદા સ૦ અ૦ વ૦ તરફ થી મળેલી તલવાર વડે સ્ત્રીને કતલ કરવાં શરમ આવી એટલે અબુ દુજાના તેને ત્યાંજ પડતી મુકી પાછાવળ્યા.

હઝરત હમઝા રદી૦ નો હુમલો ઝીલવાની કોનામાં શક્તિ હતી? તેઓ જ્યારે છંછેડાયલા સિંહના પેઠે જે બાજુએ જઇ પડતા તે બાજુ માણસોનું કચડઘાણ નીકળી જતું આવી રીતે તેઓ લશ્કરી ઝુંડાની પાસે પહોંચી ચુક્યા હતા. હઝરત હમઝા રદી૦ બહાદુરી ની અને દિલેરી કુરેશીઓમાં મશહુર હતી પણ જ્યારે તેઓમાંથી ઉપર આવી

પહોંચ્યા તો તેમને અટકાવવાની પણ જરૂરત હતી. તેથી કુરેશીઓનો અલમબરદાર બની અબદુલ્લા કુટુંબમાંથી અરતાત બિન અબ્દે શરજીલે તેમનો મુકાબલો કરતાં કહ્યું:-

"હમઝા! બસ કરો, થોભી જાવ, તમારી હીમત ઘણીજ વધી ગએલી લાગે છે તમોએ આખી કોમના જીગર કોતરી નાખ્યા છે પણ આજે તમારી મોત મારી પાસે તમને લાવી છે. હવે તમે સાવચેત થઇ જાવ" આ બકવાસ સાંભળીને હઝરત હમઝા ગરજી ઉઠયા:—

"ઓ મુશરિક! શું બકે છે? જો કાંઇ બહાદુરી હોયતો આવી જા, બકબકાટ નકામી છે. કોના હાથે કોની મોત થાય છે તેનો ફેસલો તલવાર પોતે કરી લેશે."

અરતાતાએ ભાલો હાથમાં લીધો પણ હઝરત હમઝા રદી૦એ એેજ હાથ બતાવીને ભાલાને નકામો કરી દીધો.

અરતાત ઉશ્કેરાઇને રહી ગયો અને તલવારના કબજા ઉપર હાથ મુકયો. વિજળી સમાન તલવાર મ્યાનમાંથી નીકળીને ચમકી અને હઝરત હમઝા ના માથા ભણી ચાલી. હઝરત હમઝા ની આંખો દુશ્મનની તલવાર તરફજ લાગેલી હતી તેથી માથા ઉપર આવતા વારને પોતાની આબદાર તલવાર ઉપર રોકયો અને એકજ મુકકા વડે તલવાર તેના હાથમાંથી પડાવી લીધા. અરતાતા ના ચહેરાનો રંગ ઉડી ગયો તે બચવા ચાહતો હતો પણ હઝરત હમઝા ના મોત સમાન પંજામાંથી છટકી ન શકયો. ધબદેતાં જમીન ઉપર પછડાયો જોત જોતાં ધડ ઉપરથી માથું અલગ થઇને ધુળમાં આળોટવા લાગ્યું. દુશ્મનો આ જોઇને ધબરાયા. મોટા મોટા નામાંકિત સરદારો હઝરત હમઝા રદી૦ નો મુકાબલો કરતાં અચકાવા લાગ્યા. હઝરત હમઝા મુશરિકોના લશકરમાં

આવી રીતે શિકાર રમી રહ્યા હતા એટલે તેમણે **સબાઅ બિન અબ્દુલ ઉઝ્ઝા અબ્બશાની** ને જોયો. તેની માં મક્કામાં સ્ત્રીઓની ખતના કરતી હતી (અરબમાં સ્ત્રીઓની પણ ખતના થાય છે) **હઝરત હમઝા રદી૦એ સબાઅ ને** લલકાર્યો :—

"ઓ ખતના કરનારીના દીકરા જો! મર્દ હોય તો મારા મુકાબલામાં આવ"

આ સાંભળી **સબાઅ** લાલ પીળો થઇને તેમની તરફ ઝપટયો. **હઝરત હમઝા રદી૦એ** તેના વારને રદ કરી પોતાના **એકજ** વારમાં તેનું કામ તમામ કરી નાખ્યું પણ આ બાજુ તેઓએ **સબાઅ** ઉપર વાર કર્યો અને પાછલી બાજુથી તેમની ખેડમાં **એક** હથીયાર ભોંકાયું જે અંદર પેસી બંને કાનોની વચ્ચે નીકળ્યું. આ વાર જંગલી હબ્શી ગુલામે કર્યો હતો અને તે સાંગ નામના હથીયારનો વાર હતો જેને દુરથી ફેરવીને મારવાની ઢબ હબશીઓનેજ આવડે છે આ વાર કરનાર **હબશી જુબેર મુતઇમ** નો ગુલામ હતો અને તેની સાથે પહેલાંથી **હમઝા રદી૦** ને કતલ કરે તો ગુલામીમાં થી આઝાદ (સ્વતંત્ર) કરી દેવાનો જુબેરે વચન આપ્યું હતું. આ ગુલામ **હઝરત હમઝા રદી૦** ને કતલ કરવા મારેજ ઓહદની લડાઇમાં શામેલ થયો હતો અને લડાઇ શરૂ થતાંજ **હઝરત હમઝા** ને મારવાને લાગ શોધી રહયો હતો આપના મુકાબલામાં આવીને લડવાની હિમ્મત કયાંથી લાવે એટલે પીઠ પાછળ ભમી રહયો હતો અત્યાર સુધી તેને તક ન મલવાનું એ કારણ હતું કે **હઝરત હમઝા** ના હમલા પલકના ઝબકારામાં દુશ્મનનું કામ તમામ કરી નાખતા હતા તેથી આ હબશી ગુલામને સાંગ ફેંકવા સાફ નીશાની લેવાજ તક મળતી ન હોતી સબાઅના મુકાબલા વખતે તેને આ તક મળી ગઇ એટલે પાછળથી વાર કરી દીધો.

સાંગનો જીવ લેણુ જખમ થયો છતાં હઝરત હમઝા રદી૦ સિંહની પેઠે પાછળ ફરીને જોવા લાગ્યા અને દુશમનને જહન્નમ વાસીલ કરવાનો ઇરાદો કર્યો પણ જોખમ ભયંકર હતો અસલ હથીયાર નો ઘા એવી રીતે થયો હતો કે પાછા ફરતાંજ હઝરત હમઝા રદી૦ ને તમર આવી અને ભોંય ઉપર પટકાઇ પડયા. હબશી ગુલામને પાસે આવવાની હીમ્મત ન ચાલી. જયારે આપનો આત્માં પવિત્ર શરીરથી વિખુટો પડશે ત્યારે પાસે આવીને પોતાનો સાંગ આપના શરીરમાંથી કાઢવાનો ગુલામે વિચાર કર્યો અને દુરથીજ જોતો ઉભો રહયો થયું પણ એમજ હબશી ગુલામ હઝરત હમઝા ના શહીદ થયલા શરીરમાંથી પોતાનું હથીયાર કાઢીને લશકરમાંથી ચાલતો થયો. તે પોતાનું કામ કરી ચુકયો હતો તેથી હવે તેને લડાઇ માં વધુ ભાગ લેવાની જરૂરત પણ ન હોતી.



# પ્રકરણ ૧૧ મું.

---

## ફતેહ પછી હાર.

---

આફતાબ આલમતાબ પોતાની આકાશી મુસાફરીનો અર્ધો માર્ગ પસાર કર્યા પછી પુરા તેજની સાથે પ્રકાશી રહયો છે. દિવસના ઉદયની પેઠે મુસલમાનોની કીસમતનો પણ ઉદય થયોછે ઇસલામી બહાદુરોના સખ્ત હુમલાઓએ મુશરિકોના લશકરમાં ઉથલ પાથલ કરી દીધી છે. તેમનો એક અલમ બરદાર કતલ થઇ ચુકયો છે અને બીજો માણસ ઝુંડો હાથમાં લઇને ઉભોથયોજ હતો કે મુશરિકોના પગ મયદાન માંથી

ઉખડી ગયા અને તેઓ પાછા ખસવા લાગ્યા મુશરિક લશકરીઓ લશકરની પછલી બાજુએ પહોંચીને મુસલમાનો ઉપર એક સખત હુમલો કરવા અને તેમનો માર્ગ બંધ કરી દઇ ચારે બાજુથી ઘેરામાં લઇ લેવાની ભારે કોશિશ કરી ચુકયા પણ મુસલમાન તીર ચલાવનારાઓના સખત ઇસલામી મારા આગળ તેમનું કાંઇ ચાલી શકયું નહી અને છેવટે લાચાર થઇ પછળ હઠવું પડયું.

ઇસલામી મુજાહેદોના સખત હુમલાનો મારો ખમી ન શકવાથી મુશરિકો પાછળ હઠયા અને લશકરના છેરટના ભાગ સુધી પહોંચી ચુકયા હતા, કુરેશી બાનુઓની વીરહાક અસર કરી શકી નહીં. એટલામાં મુશરિકોનો બીજો અલમ બરદાર પણ કતલ થયો અને તે પછી ઉપરા સાપરી તેમનાં પાંચ અલમબરદાર માર્યા ગયા. છેલ્લો અલમ બરદાર બની અબી તલહા નો સવાબ નામનો એક હબશી ગુલામ હતો મુસલમાનો એ તેના ઉપર પણ હુમલો કરીને તેનાં હાથ કાપી નાંખ્યા સવાબે હાથ કપાયા છતાં અલમનેભોંય ઉપર પડવા ન દીધો પોતે ભોંય ઉપર બેસીને ખભાના ટેકાથી બચાવતો રહયો પણ છેવટે એવી સ્થીતીમાં કતલ થઇ ગયો. તેના કતલ થયા પછી કુરેશીઓનો પ્રજાકિય ઝુંડો ધુળમાં રગદોળાયો અને કેટલાક વખત સુધી એમને એમ પડયો રહયો ઝુંડાનું પડવું પુરેપુરી હારનું ચિન્હ હતું. હવે હિંદા બિન્તે અતબા અને તેની સહેલીઓ તથા દાસીઓ પણ હઠી. તેમને પોતાના સર સામાનનું ભાન નહોતું અને એકંદર રીતે બધા મુશરિકોને હારની ખાત્રી થઇ ચુકી હતી.

મુશરિકો નહાસ ભાગમાં પડયા હતા. મયદાન મુસલમાનોના હાથમાં હતું. તેમની જીત થઇ ચુકી હતી એટલામાં લડાઇનો રંગ પલટાયો. એકાએક મુસલમાનોના સાંભળવમાં આવ્યું "મોહમ્મદ

સ૦ અ૦ વ૦ ને કતલ કરવામાં આવ્યા.” આ શબ્દો સાંભળતાંજ મુશરિકોની પાછળ પડેલાં મુસલમાનો થોભી ગયા અને આ જીગર ચીરનારી ખબરથી તેમના હોશ હવાસ કાબુમાં ન રહ્યા તે ઓ પાછા ફર્યા અને જ્યાં હઝરત સ૦ અ૦ વ૦ હતા તે તરફ દોડયા. આવી રીતે મુસલમાનોનું પાછું ફરવું ન્હાસી રહેલા મુશરિકોને લાભ આપનારૂં નીવડયું. માથા ઉપર ઝઝુમી રહેલી તલવારો દુર થતાંજ તેમનાં હોશ ઠેકાણે આવ્યા તેઓ એક જગ્યાએ એકઠા થયા. ભોંય ઉપર પડેલા પ્રજાહિય ઝુંડાને સહુથી પહેલાં એક બાનુએ ઉઠાવ્યો અને બીજી બાનુઓએ ન્હાસી રહેલાઓને મયદાનમાં પાછા એકઠા કરી દીધા.

મુસલમાનોની હાર એક ભુલ અને હઝરત રસુલે અકરમ સ૦ અ૦ વ૦ ના ફરમાન અનુસાર નહી વર્તવાના કારણે થઇ. તીર અંદાઝોને હઝરત રસુલે અકરમ સ૦ અ૦ વ૦ એ ગમેતેવા પ્રસંગે પોતાની જગ્યાએથી નહી ખસવાનો અને દુશમનના સવારોને જે ઓહદની ઘાટી તરફ ન વધવા દેવાનો ખાસ તાકીદી હુકમ આપ્યો હતો પણ જ્યારે મુશરિક લશ્કરની હારના ચિન્હ જણાયા અને તેમની હારની ખાત્રી થવા લાગી ત્યારે મુસલમાન તીરઅંદાઝો પોતાના મન ઉપર કાબુ રાખી શકયાં નહીં. ગનીમતના માલ અસબાબની લાલચમા શયતાને તેમને લપટાવી દીધા. તેઓં પોતાની જગ્યા છોડી તે મયદાન તરફ ગયા. તેમના સરદાર અબ્દુલ્લાહ બિન ઝુબેર તેઓને વાર્યા અને કહ્યું કે:—

“ લોકો! ખુદાનો ખોફ કરો અને હઝરત રસુલે અકરમ સ૦ અ૦ વ૦ ના હુકમ ને ન ભુલો હઝરતે અકદસ સ૦ અ૦ વ૦ એ તમને શું ફરમાવ્યું છે? શું આપે નથીફરમાવ્યું કે ફતેહ મળે અથવા

હાર થાય તો એ ગમે તેવી સ્થીતીમાં તમારે આ સ્થળ મુકવો ન જોઇએ ? જુઓ, આ ભુલનું પરિણામ ઘણુંજ ખરાબ આવશે. અને રસુલે પાક સ૦ અ૦ વ૦ ના હુકમ વિરૂદ્ધ વર્તવાથી તમે ઇતરાજીમાં આવી પડશો." પણ તે લોકો એ કાંઇ સાંભળયુ નહી, ગનીમતના માલની લાલચમાં લપટાઇ તેઓએ પોતાની જગ્યા મુકી દેતાં કહ્યું :—

"જ્યાં સુધી દુશ્મનો મયદાનમાં હતા ત્યાં સુધી અમારે આ સ્થળે થોભવાની જરૂર હતી પણ હવે તે ન્હાસ ભાગમાં પડયાછે અને પાછા ફરવાનો ભય રહયો નથી તેથી અમે ગનીમતનો માલ શા માટે લેવા ન જઇએ ?" આટલું કહી તેઓ મયદાનમાં જઇને લુટનો માલ લેવા મંડી પડયા.

આ લોકો પોતાની જગ્યાએથી ખરયાજ હતા કે કુરેશી મુશ્રિરકોના સવારોનું એક ટોળું જે ન્હાસનારાઓની સાથે ન્હાસવાની તઇયારીમાં હતું તેણે એક ઉવટનો હમલો કર્યો અને આગળ વધતાં ધાટી સુધી પહોંચી ગયું. અત્યાર સુધી તીર અંદાઝોના તીરનો મારો આ સ્થાન સુધી આવતાં અટકાવતો હતો પણ આ વેળાએ એકે તીર એ બાજુથી આવ્યો નહીં જેથી તેમને મોરચો ખાલી હોવાની ખાત્રી થઇ અને તેઓ આગળ વધી ધાટીમાં દાખલ થઇ ગયા. વચમાં કોઇ વાતનો અટકાવ ન જણાયાથી તેઓ ધાટી પસાર કરીને ઇસ્લામી લશ્કરની પાછલી બાજુએ ભેગા થયા અને મુસલમાનો ઉપર હમલો કરી દીધો.

કેટલાક મુસલમાનો લડાઇમાં મશગુલ હતા કેટલાકો ન્હાસભાગમાં પડેલા દુશ્મનોની પાછળ પડયા હતા. તીર અંદાઝો માલે ગનીમત લેવા ગયા હતા. ત્યાં પણ રસુલે અકરમ સ૦ અને થોડાક અસહાબો હતા જેમાં મસઅબ બિન ઉમેર અલમબરદાર પણ હતા. એ સિવાય બીજું કોઇ ન હતું જેથી મુશ્રિરકોના હુમલાનો બચાવ થઇ શકયો નહીં.

મુશ્રિકોએ ચારે બાજુથી તેમને ઘેરી લીધા. મુસલમાનોને પુરેપુરી ફતેહ મલવા છતાં પણ એક ભુલના કારણે તેઓ દુશમનો વચ્ચે ઘેરાઇ ગયા. વળી જ્યારે મુસલામી લશ્કરે હઝરત રસુલે અકરમ સ૦ ના સંબંધમાં માઠા સમાચાર સાંભળ્યા ત્યારે તેમના હોશ ઠેકાણે રહ્યા નહી અને તેમના પગ ઉંખડી ગયા. કેટલાક મયદાનમાંથી નહાસયા અને જે મુશ્રિકોના માલની લુટમારમાં પડયા હતા. તેઓ ઘેરાઇ ગયા. દુશમનો વધારે અને મુસલમાનો થોડા હતા અને થોડા મુસલમાનોમાંથી પણ ઘણાં ખરા નહાસી છુટયા પરિણામ એ આવ્યું કે જે થોડા ઘણાં રહેવા પામ્યા હતા તેઓ સખત મુસીબતમાં સપડાયા. પણ તેઓએ ભારે જવાંમરદી દાખવી અને દુશમનની સંખ્યા મોટી હતી તેથી તેને હરાવી તો ન શકયા પણ લડતાં લડતાં શહીદ થઇ ગયા.

સકુથી વધુ દુઃખદાયક બનાવ આ બન્યોકે મુસલમાનોની ઓછી સંખ્યાના કારણે મુશ્રિકોને હઝરત રસુલે અકરમ સ૦ ઉપર હાથ ચલાવવાનો અવસર મલી ગયો. તેમની એક મોટી સંખ્યાએ હઝરત સ૦ ઉપર હુમલો કરી દીધો. જો કે દુશમનની સંખ્યા મોટી હતી અને હઝરત રસુલે અકરમ સ૦ ની સાથે અત્યારે પણ દસ સહાબી હતા. આઠ અનસારી અને બે મહાજીર છતાં આ વીરલાઓએ હઝરત સ૦ ની મુબારક જાન ઉપર પોતાના જીવ અર્પણ કરી દીધા. આઠ અનસારી સહાબાઓમાંથી સાત વીરોએ દુશ્મનનો મુકાબલો કરી શહાદતનો પ્યાલો પીધો. બે મહાજીરોમાં થી એક મસઅબ બિન ઉમેર અલમ બરદાર હતા તે પણ શહીદ થયા અને બીજા તલહા બિન અબ્દુલ્લા હતા જેઓ આં હઝરત સ૦ ના રક્ષણ કરવામાં સખત જખમી થયા મુશ્રિકોને આં હઝરત સ૦ ઉપર તીર વરસાવતા જોઈ ને અબી દુજાના અનસારીએ હઝરત સ૦ ને પોતાની બાથમાં દબાવી લીધા અને જે

તીર આવતા તે પોતાના શરીર ઉપર ઝીલતા રહ્યા અને આવી રીતે આં હુઝરત સ૦ ને બચાવતા રહ્યા.

જે મુશ્રિકોએ હુઝરત રસુલે અકરમ સ૦ ઉપર હમલો કર્યો તેમાં પણ મુશ્રિકો પથ્થરના જીગરવાલા અને આં હુઝરત સ૦ ને દુઃખ આપવામાં આગળ પડતાં હતા. એક ઉમર બિન કમઆ બીજો અતબા બિન અલી વિકાસ અને ત્રીજો આં હઝરત સલ૦ નો મોસાળીઓ અબ્દુલ્લા બિન શહાબ ઝહરી હતો. આં ત્રણે બદમાશો રસુલે અકરમ ના ફીદાઈઓ ખુદા તઆલાની હિમ્મત તથા રક્ષણના સબબે આં હુઝરત સલ૦ સુધી પહોંચવાની તક મેળવી શક્યા નહીં પણ દુરથી પથરનો મારો ચલાવીને હુઝરત સલ૦ ને જખ્મી કરી દીધા. પથરના મારાથી આપનો માથા ઉપરનો ખુદ ભાંગીને પેશાનીમાં પેસી ગયો અને તેના લીધે પવિત્ર માથામાં જખમ થયો એક પથર આપના હોઠ અને દાંતો ને વાગ્યો જેથી હોઠમાં ફાટ પડી સીધી બાજુના નીચલા ચાર દાંત શહીદ થયા. એક પથર આપની નીચે ગાલ ઉપર વાગ્યો જેથી ખુદની સાંકળની બે લોખંડની કડીઓ ગાલના માંસમાં પેસીને હાડકાં સુધી પહોંચી ગઇ. મસઅબ બિન ઉમેર પણ જાલિમ ઉમરૂ બિન કમઆ ના હાથે શહીદ થયા. ઉમરૂ એમને હુઝરત રસુલે અકરમ સલ૦ સમજ્યો જેથી તેણે પાંછા ફરીને મુશરિકોમાં પોકાર કર્યો કે:–
"મેં મોહમ્મદ (સલ૦) ને કતલ કરી નાંખ્યા છે."

મસઅબ રદી૦ ના શહાદત પછી રસુલે અકરમ સલ૦ પથરના મારના લીધે બહોશ બનીને પડીગયા. આપ જે જગ્યા ઉપર ઉભા હતા તેની પાસે એક ખાડો હતો જેથી આપખાડાની અંદર પડયા. હુઝરત અલી કર૦ એ આંપને તરતજ હાથ પકડીને સંભાળ્યાં અને તલ્હા રદી૦ એ આપને ગોદમાં લઇ લીધા. કેટલીક મીનીટ

પછી જ્યારે આપના દુઃખમા કમી થઇ ત્યારે આપે હઝરત અલી કર૦ ભારે ઉત્સાહ સહિત " અના અબુલ કસ્મ કહી રહ્યા હતા. આપના લડાયક ઉત્સાહ અને જુસ્સા તથા રજઝ ખ્વાની સાંભળી મુશ્રિકોના સાતમાં અલમ બરદાર અબુ સઅદ બિન અબી તલહા એ આપને પુછ્યું :-

" અબાલ કસમ! શું તમે મારી સાથે બે હાથ અજમાવી જોશો?" શેરેખુદા આવા શીયાળવાઓને કશાંપણુ લેખામાં સામજતા ન હોવાથી તરતજ જવાબ આપ્યો :—

" આવીજા" એટલું ફરમાવીને મુકાબલો કર્યો અને આંખના એકજ ઝબકારામાં તેને જહન્નમ વાસિલ કરી દીધો.

દુશ્મનોએ હઝરત રસુલે અકરમ સ૦ અ૦ વ૦ ઉપર જે સમયે હુમલો કર્યો તે સમયે શહેરમાંથી ઉમ્મે સાઅદ બિન્તે સાઅદ બિનુર રબીઅ નામની અનસારીયા બાનુ મયદાનમાં પહોંચ્યા હતા તેઓએ ભારે દિલેરીથી ખુદાના દુશ્મનોનો મુકાબલો કરીને ખભા ઉપર સખત કારી જખ્મ ખાધો. સાઅદ બિન અબી વિકાસ રદી૦ આં હઝરત સ૦ અ૦ વ૦ ની પાસે ઉભા રહી દુશમનો ઉપર તીરનો મારો ચલાવતા હતા. પોતે આં હઝરત તેમને તીર આપતા હતા અને તેઓ દુશ્મનોને જહન્નમ વાસિલ કરતા હતા.

ચારે બાજુથી દુશમનોએ કરેલા હુમલાના સબબે મુસલમાનો બેબાકળા બન્યા અને વેર વિખેર થઇગયા. શરૂઆતમાં તેમને જીત મળી હતી અને થોડા વખત માટે તેમનું બળવેર વિખેર થવાથી કાફરો ફુલાઈ ગયા. પણ તે પછી મુસલમાનો ચોંકયા અને નાજુક સમયને પીછાણી ભારે દીલેરીતથા માથા વેગળાં મુકીને લડવા લાગયા.

મુસલમાનો ફરીથી ઉત્સાહ ભેર લડવા લાગ્યા તેનું કારણ એ થયું કે એક અનસારીસહાબી નસુર બિન અનસ રદી૦ જેઓ અનસ બિન માલિક રદી૦ ના કાકા હતા લડાઇના મયદાનમાં આવ્યા અને તેઓએ જોયું કે ઉમર ઇબ્નુલ ખત્તાબ રદી૦ તથા તલહા બિન ઉબેદુલ્લા રદી૦ બીજા મુહાજીરો અને અનસારોની સાથે એક જગ્યા એ અફસોસમાં ગરકાવ થઇને બેઠા છે તેઓએ આ અસહાબોને આવી રીતે દિલગીર જોઉને પુછયું:-

"તમારી આવી રતીથી કેમ થઇ?" તેઓએ જવાબ આપ્યો:-

"રસુલે ખુદા સલ૦ શહીદ થઇ ચુકયા છે અને હવે અમે હયરાન છીએ કે શું કરીએ?" આ સાંભળી નસુર બિન અનસ રદી૦ એ કહ્યું:-

કેમ શું કરીએ? જે હેતુ માટે હઝરત રસુલે અકરમ સ૦ અ૦ વ૦ જીવ આપ્યો છે તેજ હેતુ પાર પાડવા માટે તમારે ફીદા થઇ જવું જોઇએ દીને ઇલાહીની નુસરત માટે ઉભા થાવ આજનો સમય આવી રીતે ચુપ ચાપ બેસી રહેવાનો નથી."

નસુર ના આ વિવેચનથી તે અસહબોચોંકી પડયા અને જાણે ઘોર નીંદ્રામાંથી જાગ્રત થઇ ગયા તેઓ સાવચેત થયા અને મુશ્રારેકો ઉપર હુમલો કરી દીધો નઝર બિન અનસ રદી ભારે જુસ્સા પુર્વક લડયા અને દુશમનનાં મોંહઢા ફેરવી દીધાંતેઓ દુશમનોના ટોળા વચ્ચે પેસી ગયા અને જ્યાં સુધી પોતે જખ્મોથી ચકચુર થઇને શહીદ ન થયા ત્યાં સુધી લડતા રહ્યા બીજી બાજુએ બીજા મુસલાનો પણ દુશમન ઉપર તુટીપડયા જેથી દુશમન પાછળ હટયા તે વેળાએ રસુલે ખુદા સ૦ અ૦ વ૦ ની આસ પાસ પણ અસહાબોનો સારો જમાવ થઇ ગયો અબુ ઉબયદા બિનુલ જરરાહે રસુલે ખુદા સ૦

ના ગાલો માથો ખેદની સાંકળની કડીઓ પોતાના દાંતોથી પકડીને બહાર કાઢી જેનાથી તેમના આગળના બે દાંત પડી ગયા કડીઓ બહાર નીકળતાં ગાલમાંથી લોહી નીકળવા માંડ્યું એ જોઈને અબી સઈદ ખદરી રદી૦ ના પિતા **માલક બિન સનાન** રદી૦ એ ચુસી લીધું અને પી ગયા **હઝરત રસુલે** અકરમ સલ૦ એ એમના માટે ફરમાવ્યું :—

"જો કોઈને જન્નતીના દર્શન કરવા હોય તો **માલિક બિન સનાન** ને જુએ. મારૂં લોહી જેના લોહીથી મળ્યું તેના ઉપર દોઝખની આગ હરામ થઈ ગઈ."

હવે **રસુલે ખુદા સ૦** સાચવીને ઉભા થયા અને પોતાના જાંનિસારોના સાથે મુસલમાનોના ટોળામાં શામિલ થવાના વિચારથી રવાના થયા. તે સમયે **અબુ બકર સિદ્દીક રદી૦, ઉબયદા બિનુલ જરરાહ રદી૦, સાઅદ બિન મઆઝ રદી૦** અને **અલી બિન અબી તાલિબ રદી૦** પણ આપની પાસે મોજુદ હતા. ઉપરાંત બીજા અસહાબો પણ આવી મળ્યા હતા. જ્યારે આપ અનસારોના ટોળાં પાસે પહોચ્યા તો સઉથી પહેલાં કઅબ બિન **માલિક અનસારી રદી૦** એ આપને ઓળખી લીધા. ખુદાના નાચેથી આપની મુબારક આંખોની ચમક જોતાંજ તેઓ આનંદાવેશમાં આવી પોકાર્યા:—"મુસલમાનો! મુબારક, મુબારક, જુઓ **હઝરત રસુલે ખુદા સ૦** તશરીફ લાવે છે" પણ **હઝરત સ૦** એ ઇશારો કરી કાઅબ **બિન માલિક** ને ચુપ રહેવાની આજ્ઞા કરી મુસલમાનો આપની આસ પાસ ફરી વળ્યા અને આપને વચમાં લઈ લીધા. મયદાને જંગમાં અત્યારે જેટલા મુસલમાનો હતા તે બધા તે જગ્યાએ એકઠા થઈ ગયા આં **હઝરત સ૦ અ૦ વ૦** ના સંબંધમાં મુસલમાનોએ જે માઠા સમાચાર

સાંભળ્યા હતા તે ખોટા સમાચાર પડેલા જોઇ અત્યારે તેમની ખુસાલીનો પાર રહયો નહીં. તે બધાએ એકત્ર બળથી ઓહદ પહાડની જે ઘાટીમાં રાત પસાર કરી હતી તેમાં દાખલ થવાનો ઇરાદો કર્યો કેમકે પનાહની માત્ર તે એકજ જગ્યા હતી. તેઓ કાયદેસર પાછળ હઠ્યા અને ઘાટીના મુખડા ઉપર પહેંચી ગયા. જયારે તેઓ અંદર દાખલ થવાના વિચારમાં હતા કે એકાએક એક મુશરિક ઘોડી ઉપર સવાર થઇ ભારે તેજી સાથે ત્યાં આવીને બોલ્યો:—

"મોહમદ (સ૦) કયાં છે? હું તેમને કતલ કરીશ તેઓ મારો મુકાબલો કરે.:—

આ મુશરિક ઉબ્બે બિન ખલફ હતો. તેના ઘોડાનું નામ ઉદ હતું. જયારે રસુલે ખુદા સ૦ મકકામાં હતા ત્યારે ઉબ્બે આપને કહેતો હતો કે:-મોહમ્મદ! મેં મારો ઘોડો ઉદ ખાસ રીતે ઉછેર્યો છે અને હું તેના ઉપર સવાર થઇને તમને કતલ કરીશ." આ સાંભળી હઝરત સ૦ તેને જવાબ આપતા કે," તમે શુ કતલ કરી શકશો? પણ જો ખુદા ચાહે તો હું તમને કતલ કરીશ." અત્યારે ઉબ્બે એજ ભયંકર વિચારો સાથે આવ્યો હતો. સહાબાએ અરજ કરી કે જો હુકમ હોય તો અમારા માંથી એકાદ તેનો મુકાબલો કરે પણ રસુલે ખુદા સ૦ એ બધાને રોકી દીધા ઉબ્બે આગળ વધતાં આપની સામે આવી પહોચ્યો. તેણે માથાથી પગ સુધી લોખંડી બખતર પહેર્યું હતું અને બધા હથીઆરો શરીર ઉપર સજયા હતા. રસુલે અકરમ સ૦ પોતે ઉબ્બે ના મુકાબલામાં આવ્યા અને હરસ બિન હુમ્મતા રદી. અનસારી ની પાસેથી તેમનો ભાલો લઇને દુશ્મન ઉપર વાર કર્યો. ઉબ્બે નું બધું શરીર બખતર વડે ઢંકાએલું હતું પણ આગળ, ભાગમાં શરીરનો થોડોક ભાગ ખુલ્લો હતો. હઝરત રસુલે

અકરમ સ૦ એ તેજ સ્થળે ભાલાનો વાર કર્યો આપના ભાલાની અણી ભાગ્યેજ શરીરના અંદરના ભાગમાં પેસી હશે કે ઉબ્બે બુરૂજી ઉઠયો અને બે બાકળો બનીને ઘોડા ઉપરથી ભોંય ઉપર પટકાઈ પડયો* તેના સાથીઓ તેને ઉઠાવીને નાસી છુટયા અને મુસલમાનો હઝરત રસુલે ખુદા સ૦ ની સાથે ઘાટીમાં દાખલ થઇ ગયા.

---

# પ્રકરણ ૧૨ મું.

---

## રસીદા બુદ બલાયે વલે બખયર ગુઝસ્ત

---

રસુલે ખુદા સ૦ બીજા મુસલમાનોની સાથે ઘાટીમાં દાખલ થયા. અને દુશમનના હુમલાથી લગાર નચિંત બન્યાછે, છતાં એ દુશ્મન મયદાને જંગથી ખસીને શહેર ઉપરહુમલો ન કરે તેની ફીકર લાગેલી છે. જેથી તેઓએ હઝરત અલી (કર૦) ને હુકમ આપ્યો

---

* ઉબ્બે બિન ખલફ આ સાધારણ જખમથી મકકા પાછા ફરતી વેળાએ રસ્તામાં મર્ણ પામ્યો. તે જખમની બળતરાથી બુમરાણ મચાવતો હતો. કુરેશીઓ તેને કહેતા કે " જખમ સાધારણ છે. બીહવાનું કાંઇ કારણ નથી" ઉબ્બે તેમના જવાબમાં કહેતો કે:—" તમે નથી જાણતા. મોહમ્મદ (સ૦) એ મને કતલ કરવાનું કહયું હતું. જો કદાચ તે મારા ઉપર થુકતો તોએ હું બચવા પામતો નહીં અને આતો જખમ થયો છે તેથી હું કદાપી બચી શકતો નથી."

કેઃ—" જાવ અને દુશ્મન કેવી સ્થીતીમાં છે જુઓ ઘોડ ખાલી અને ઉંટ સવારીમાં રાખ્યા છે કે ઉંટ ખાલી અને ઘોડા સવારી માટે રાખ્યા છે. જો ઘોડા ખાલી હોયતો તે મક્કા પાછો ફરતો હશે પણ જો તેમ નહીં હોયતો મદીના ઉપર હુમલો કરવાની ધારણાહશે. અને જો એમ હોયતો આપણે બચાવ કરવો જરૂરી...." આપ અહીં સુધીજ પહોંચયા હતા કે દુશ્મનોનું એક ટોળુ ઘાટીની સામી બાજુની ટેકરી ઉપર ચઢતું જોવામાં આવ્યું રસુલે ખુદા સ૦ એ તેમના ઉપર તીરના મારો ચલાવવાની આજ્ઞા કરી. તરતજ એક મુસલમાને એકજ તીરમાં ત્રણ દુશ્મનોને જમ દ્વાર પહોંચાડી દીધા. આ જોઇ દુશ્મનો નીચે ઉતરી પડયા અને તળેટીમાંથી નીચલો પોકાર સંભળાયોઃ—

"બહુ સારૂં થયું. હુબલ દેવતાનું નામ બુલંદ થયું." અબુ સુફીઆનનો આ સાદ હતો હઝરત સ૦ અસહાબોને ફરમાવ્યું.—

"શું તમે જવાબ નહીં આપો?"

"અમે શું કહીએ" અસહાબોએ પુછ્યુ એટલે હઝરત સ૦ એ ફરમાવ્યું.—

"કહો" અલ્લાહ સહુથી બુલંદ અને બુઝર્ગ તથા વિજેતા છે. અસહબોએ એવીજરીતે જવાબ આપ્યો એટલે નીચેથી અબુ સુફીયાન પોકાર્યોઃ—

"અમારો ઉઝ્ઝા દેવતા છે અને તમારો કોઇ નથી" "કહો" હઝરત સલ૦ એ અસહાબોને ફરમાવ્યુંઃ— "અમારો વાલી ખુદા છે અને તમારો કોઇએ મવલા નથી." આ પ્રમાણે અસહાબોએ કહ્યું તો તેના જવાબમાં અબુ સુફીયાન બોલ્યો"—

"આજે જંગે બદરનો બદલો વળી ગયો તે દીવસ તમારો હતો અને આજનો દીવસ અમારો લડાઇનો એજ દસ્તુર છે. જે કાલે વિજેતા

હતો તે આજે હારેલો છે. હિસાબ કિતાબ સરખો થઇ ગયો." હઝરત સલ૦ એ સહાબાઓને ફરમાવ્યું:---

"કહો, સરખા પલ્લાનો વિચાર કાઢી નાંખમાત્ર આ એક વ્હેમ છે અને મુશકેલ છે. અમારા માર્યા ગએલા જન્નતમાં એશ ભોગવી રહ્યા છે અને તમારા નાશ પામેલા દોઝખમાં દુઃખ ઉઠાવી રહ્યા છે. ફરી હિસાબ કિતાબ સરખો કયાંથી થયો?" આ પ્રમાણે અસહાબોએ ફરમાવ્યું તે સાંભળી અબુસુફીયાને પુછયું:—

"શું તમારામાં મોહમ્મદ ( સ૦ લ૦ ) મોજુદ છે?" આ બાજુએથી જવાબ આપાવામાં ન આવયો. એટલે ફરીનીચેથી સવાલ થયો:-

"તમારામાં અબુબકર સિદ્દીક (ર૦ અ૦) મોજુદ છે?" આ નો જવાબ પણ ન આવ્યોએટલે ફરી પુછયું:—

"શું ઉમર ઇબ્નુલ ખત્તાબ (રદી૦) પણ નથી?"

આ સવાલનો જવાબ પણ ન મળવાથી અબુ સુફીયાન બોલ્યો:- "ભાઈઓ! તમોએ આ ત્રણેથી છુટકારો મેળવી લીધો." આ સાંભળી હઝરત ઉમર રદી૦ ચુપ નરહી શકયા જેથી બોલ્યા:—

"ઓ ખુદાના દુશમન! શા માટે જુઠ બકે છે? આ ત્રણે જણ તારો જીવ લેવા માટે જીવતા અને સલામત છે." આ સાંભળી અબુ સુફીયાન અજાયબી અને અફસોસથી બોલ્યો:—

"મોહંમદ! ( સ૦ અ૦ વ૦ ) જો આ વાત ખરી હોય અને તમે જીવતા સલામત હોય તો ઉમર ઇબ્નુલ ખત્તાબ ને અમારી પાસે મોકલી આપો." હઝરત ઉમર રદી૦ હઝરત સ૦ અ૦ ની રજા લઇને અબુ સુફીઆન ની સામે ગયા અને ફરમાવ્યું:—

"કહો, મને શા માટે બોલાવ્યો છે?"

"ઉમર! ખરૂં કહેજે શું ખરેખર મોહમ્મદ સ૦ અ૦ જીવતા છે?"

"નહીં તો શું તેમના દુશ્મનોને જખ્મ થયો છે! માટે તીરસ્કારથી હઝરત ઉમરે ફરમાવ્યું:—તે નામદાર તારી વાતો સાંભળી રહ્યા છે." આ સાંભળી અબુ સુફીયાન દિલગીર થતાં બોલ્યો :—

"આહ! ત્યારે તમે ખરા અને ઇબ્ને કુમ્આ એ જુઠું કહ્યું કે તેણે મોહમ્મદ (સ૦ અ૦) ને કતલ કરી નાખ્યા." હઝરત ઉમર પાછા ફર્યા એટલે ફરી અબુ સુફીયાને બુલંદ સાદે કહ્યું :—

'વારૂ ત્યારે આજની લડાઇતો થઇ ચુકી. હવે આવતા વરસે બદરના મેળામાં અમારો તમારો મુકાબલો થશે."

"બહુ સારૂં. અમે તૈયાર છીએ." મુસલમાનોના તરફથી જવાબ વાળવામાં આવ્યો. એટલે દુશમનો મયદાનથી રવાના થયા. હઝરત અલી કર૦ પહાડની ટોચ ઉપરથી દુશ્મનોની હીલચાલ તપાસતા હતા. દુશ્મનોની રવાનગી જોઇને તેઓએ હઝરત સલ૦ ની સેવામાં અરઝ કરી.

'યા રસુલલ્લાહ સલ૦! દુશ્મનો મક્કા ખાતે પાછા ફરી રહ્યા છે. શહેર તરફ જવાની તેમની ધારણા નથી." આ સાંભળી હઝરત સલ૦ એ ફરમાવ્યું:—

"ખુદાના શુકરાના દુશ્મનનું પાછુ ફરવું તેના હકમાં રહેમત છે. હવે તે કદીપણ અમારા મુકાબલામાં કામયાબ થઇ શકશે નહીં. માત્ર એકવાર અમને હાર મળી અને તે અમારી ભુલ તથા એકબીજા વચ્ચે મતભેદ હોવાના પરિણામે."

તે પછી આપે પથરની એક શીલા ઉપર ચઢવાનો ઇરાદો કર્યો પણ જખમની નાતાકીદે કમજોર કરી દીધેલા હોવાથી ચઢી ન શક્યા એટલે તલહા બિન ઉબેદુલ્લાહ રદી૦ એ આપને ટેકો આપી શીલા ઉપર

ચઢાવ્યા. હઝરત સલ્લ૦ એ પથ્થરની શીલા ઉપર બેઠાં બેઠાં ઇમામત ફરમાવીને ઝોહોરની નમાઝ અદા કરાવી. તે બાદ ઘાટીમાંથી બહાર નીકળી મયદાને જંગમા કતલ થએલાઓની તપાસમાટે રવાના થયા.



# પ્રકરણ ૧૩ મું.

## શહીદોને વફા.

ઓહદની લડાઇમાં ઇસ્લામી જાંનિસારો મોટી સંખ્યામાં શહીદ થયા. રસુલે ખુદા સ૦ લ૦ એ ખુદાના ફરમાનો ઉપર ગરદન કપાવનારા વીરોની લાશો દરનાવવાનો હુકમ આપ્યો. સાઅદ બિનુર રબીઅ અનસારી ની શોધ કરવાનું ફરમાન થયું. એક બે સહાબી શોધવા લાગ્યા. જોયુ કે તેઓ જખ્મોથી ચકચુર થઇને પડેલા છે અને અંતકાળનો સમય પાસેજ છે. સહાબાએ પાસે જઇને પુછયું:—

“કહો, કેવી હાલત છે? રસુલે ખુદા સ૦ લ૦ તમને પુછે છે.” તેમણે જવાબ આપ્યો:—

“ઘણીજ સારી હાલત છે. જન્નતના બારણા ખુલ્લાં છે. હુરો આવકાર આપવા માટે આવે છે માટે હવે હું જાઉં છું. રસુલે ખુદા સલ૦ ની સેવામાં સલામ અરઝ કરજો અને કહેજો કે સાઅદ બિનુર રબીઅ અરઝ કરી ગયો છે કે આપને ખુદા નેક બદલો આપે. જેવો કે નબીને તેની ઉમ્મતની તરફથી મળવો જોઇએ. મારી કોમથી કહેજો કે સાઅદ કહી ગયો છે કે અય કોમ! જુ ખુદાની આગળ કોઇ જવાબનહી

આપી શકીશ જો તારા એક પણ માણુસની જીંદગીમાં રસુલે ખુદા સલ૦ પર દુશ્મનોએ હાથ નાંખ્યો.'' આટલું બોલ્યા અને જન્નત નશીન થઇ ગયા.

એક બીજા મોમિનની લાશ જોવામાં આવી. કાન નાક કપાએલા છે. પેટ ચીરેલું છે. આખું શરીર લોહી અને ધુળમાં રગદોળાયલું છે. આ અબ્દુલ્લા બિન હજશ ર૦ અ૦ મુહાજીર અને ઇસલામમાં પહેલ કરનારાઓ માંથી છે. જણાવ્યું કે તેઓએ લડાઇ પહેલાં આ દુઆ માંગી હતી.

''ઇલાહી! મારા મુકબલા માટે તું તારો એક દુશ્મન મોકલજે. હું તેનાથી લડું અને તે મને કતલ કરે, પણ માત્ર કતલજ નહીં બલકે મારી નાક કાપે, કાન કાપે પેટ ચીરી નાંખે, લોહીમાં નવડાવે, ધુળમાં ભગાવે એટલે હું કયામતને દીવસે એ.થાજ રૂપમાં તારી હજુરમાં હાજર થાઉં તું મને પુછે કે આ કેવી સ્થીતી છે? હું અરઝ કરૂં કે, તારા, માર્ગમાં બંદાની આવી સ્થીતી થઇ.''

ખરા અંતરની આ દુઆ હતી જે પુરી થઇ ગઇ. મુરાદને પહોંચી ગયા. અલ્લાહ અલ્લાહ શહીદોને વરા અને મોહબ્બત ઉપરમરી ફીટેલા હોય તો આવા હોવા જોઇએ.

શેરે ખુદા હઝરત હમઝા; રસુલે ખુદા સલ૦ ના કાકા સઇયદુશ્શોહદાની લાશ જોઇને હઝરત સલ૦ ની આંખો માંથી આંસુઓની ધારા વ્હેવા માંડી. નાક કાન કાપી લેવામાં આવ્યા હતા પેટ ચીરેલુ હતું. કલેજું કાઢીને કોઇ વેરીએ ચાવ્યું હતું. તેમની આવી સ્થાતી જોઇને હઝરત રહેમતુલલિલ આલેમીન રસુલે ખુદા સલ૦ ને પણ જલાલ આવી ગયો ફરમાવ્યું:—

''કાફીરો ઉપર કાબુ મળશેતો આ એકના બદલામાં ત્રીસ ખુદાના દુશ્મનોની આવી દુર્ગતી બનાવવામાં આવશે. ''પોતાના વ્હાલાને દુઃખ જોઇ પાક પરવર દિગારનું ફરમાન થયું:—

"ધીરજ ધરો! હમઝા સાતે આકાશો અને લવહે મહેફુઝમાં શેરે ખુદા અંસદે મુસ્તફા લખવામાં આવ્યા છે. તમે મોટું મન ધરાવનાર રસૂલોનુ અનુકરણ કરો મુશિરકોના અવિવેકનો જવાબ ઉચ્ચ વિવેકથી આપો" આ ફરમાન સાંભળી મનમાંથી આપે બદલાનો વિચાર કાઢી નાંખ્યો. તવબા કરી અને હુકમ આપ્યો:—

હઝરત હમઝા રદી૦ નીમુબારક લાશને એક ચાદરમાં વીંટી દફન કરવામાં આવે."

નઝરબિન અનસ અનસારી રદી૦ ની લાશની તપાસ કરવામાં આવી. ભારે શોધ પછી મળી. એમની બહેને આંગળી જોઈને પારખી નહીં તો આખું શરીર છુંદી નાખવામાં આવ્યું હતું. ૮૨ જખમ લાગ્યા હતા. જણાતું હતું કે તેઓએ દુશ્મનથી પીઠ ફેરવી ન હોતી.

આ લડાઇમાં સીતેર વીરો શહીદ થયા હતા. તેમની લાશો લડાઇની ભુમીમાંજ દફનાવવામાં આવી બબે ત્રણ ત્રણ એક એક કબરમાં રાખવામાં આવ્યા. સય્યદુશ્શોહદા હઝરત હમઝા રદી૦ ને બધાના આગેવાન બનાવવામાં આવ્યા. બધાના કફન દફનથી પરવારીને મદીના તરફ રવાના થયા. મુસલમાનો શહેરમાં દાખલ થઈ રહ્યા છે. રસ્તામાં એક અનસારી બાનુ ભારે અકળાયલા ધભરાયલા ઉભા રહીને પુછે છે."

"લડાઇનું શું પરિણામ આવ્યું." એક સહાબીએ જવાબ આપ્યો:-

"તમારો ભાઇ શહીદ થયો." બીજાએ કહ્યું:—

"તમારો શવહર માર્યો ગયો" ત્રીજાએ જણાવ્યું:—

"તમારો દીકરો પણ સ્વર્ગ સીધાવ્યો" આ ત્રણે દુઃખ દાયક સમાચાર સાંભળ્યા ન સાંભળ્યા કરી તે બાનુએ પુછ્યું:—

"રસૂલે ખુદા સલ૦ ની ખેરીયત સંભળાવો. બીજા બધાની ખાતી તો સાંભળી લીધી." આ ઉપરથી એક સહાબીએ જે બાજુથી હઝરત સલ૦ પધારનાર હતા તે તરફ ઇશારો કરતાં કહ્યું:—

"જુઓ આં હઝરત સલ૦ આવી રહ્યા છે." આ સાંભળતાં તે અનસારી બાનુ બેતાબ થઇને આગળ વધ્યા અને હઝરત સલ૦ની સેવામાં પહોંચીને અરઝ કરી:—

ગરચે ફરઝન્દો બિરાદર શવહર
કામ સબ આ ગયે ઇસ જંગમેંપર
તુમ સલામત હો તો યે સબ હૈ કુબુલ
તુમ પે સદકે મેરી જાને મુઝતર"

શહેરમાં દાખલ થતી વખતે એક અનસારી ઘરમાંથી રડાપીટની સદા સંભળાય છે જેથી ચોધાર આસુએ હઝરત સલ૦ ફરમાવે છેઃ—

"બધા પોત પોતાના કતલ થએલાઓને રડે છે પણ આહ! હમઝા માટે કોઇ પણ રડનારો નથી."

આપ મસજીદમાં તશરીફ લાવ્યા. મસજીદના બારણા આગળ અનસારી બાનુઓ રડાપીટ અને હમઝા બિન અબ્દુલ મુત્તલિબ રદી૦ હઝરત સલ૦ ના કાકાના માટે વાવેલા તથા માતમ કરે છે. હઝરત સ૦ અ૦ વ૦ રડતાં રડતાં બહાર આવીને ફરમાવે છેઃ—

"બ્હેનો! ખુદા તમારા ઉપર રહમ કરે. તમે હમદર્દીનો હક અદા કરી દીધો હવે પાછા ફરો. ખરી વાતતો આ છે કે હમદર્દી તથા ગમખ્વારી કોઈ અનસારથી શીખે અલ્લાહ એમને જઝાએ ખેર આપે."

# પ્રકરણ ૧૪ મું.

## પરિણામ.

ઓહદના શહીદોના માતમમાં ગમગીન બની આફતાબ પશ્ચિમના અંધકારમાં અલોપ થઇ ચુકયો છે. મસજીદે નબવીમાં મગરિબની નમાઝ

ખતમ કરી મુસલમાનો પોત પોતાના ઘરો તરફ પાછા ફરી રહયા છે. જખમીઓની સારવાર થઇ રહી છે. આજે મુસલમાનોને ઓહદના બનાવ ઉપર વિચાર કરવાની પુરતી તક મળી છે.

ઓહદના બનાવ વેળા મુસલમાનોને આ પહેલીજ હાર ખમવી પડી છે. હારનું કારણ બિલકુલ જાહેર છે. વખત ઉપર મુનાફિકોનું અલગ થઇ જવું, મુસલમાનોમાં દુશમનનો મુકાબલો કેવી રીતે કરવો તેમાં પડેલો મતભેદ, દુન્યાવી માલની લાલચમાં લપટાઇ તીર અંદાઝોનું હઝરત સ૦ લ૦ ના હુકમને તોડવો અને જો કે ઇમાનનું પુરતું બળ હોવા છતાં અલ્લાહની ઇચ્છા અને દુ:ખ ઉપર મોમિનોનું ધીરજ ન ધરવું આ કારણોના લીધે ઓહદની લડાઇમાં મુસલમાનોને પાછા હઠવું પડયું અને તેથી તેમને નીચલા સોનેરી પાઠ મળ્યા:—

(૧) હુમલો:લઇને આવનાર દુશમનની મોટી સંખ્યાના મુકાબલામાં આપણી નાની સંખ્યાના લશ્કરને ખુલ્લા મયદાનમાં કોઇ કાળે લડાઇમાં ઉતરવું નહીં. બલકે એવા સમયે પ્રથમ દુશમનને હુમલો કરવાની તક આપવી અને આપણે બચાવમાં રહી દુશમનનું બળ તોડવા અને કમજોર કરવાની કોશીશ કરવી.

(૨) અત્યાર સુધી મુસલમાનો જીત ઉપર જીત મળવાના કારણે લડાઇમાં પુરતીકોશીશ અને લડાયક હુનેહ વાપરતાં બેપરવાઇ કરતા હતા પણ ઓહદની હારથી ભવિષ્યમાં સાવચેત રહેવા લાગ્યા અને એજ સાવચેતીના સબબે આગળ કાફેરોના મુકાબલામાં તેમને કદી હાર મળી નહી.

(૩) બદરની ફતેહ થવા પછી ઘણા ખરા એવા માણસો મુસલમાન થયા હતા જેઓ ખરા દિલથી નહીં પણ માત્ર ગનીમતના માલમાંથી ભાગ લેવાનાં હેતુએ ભળ્યા હતા. મુસલમાનો આવા ઢીલા મુસલમાનોને સારી

પેઠે ઓળખવા લાગ્યા હતા છતાં કોઇ સંગીન સાબેતી વગર પોતામ તદ્દન જુદા કરી શકતા નહોતા. પણ ઓહદની લડાઇમાં આવા મુનાફીકો- ચહેરા ઉપર પડેલો પડદો દુર થઇ ગયો અને મુસલમાનોએ તેમને સારી પેઠે ઓળખી લીધા ખુલ્લા કાફિર દુશમનો કરતાં આવા પોતામાં મળેલા દુશમનો વધારે નુકશાન કરનારા નિવડે છે એવી ખાત્રી થવાથી મુસલમાનો ભવિષ્યમાં સાવચેત રહેવા લાગ્યા. ખરેખરા ખરા ખોટાને પારખવાની મોટામાં મોટી કસોટી દુઃખ સમય છે. જંગે ઓહદની હારથી આવી કસોટી થઇ ગઇ.

(૪) લશ્કરના વડા અને આગેવાનના ફરમાન વિરૂદ્ધ વર્તવાના નુકસાન જણાઇ આવ્યા જેથી ભવિષ્યમાં તેમણે કોઇપણ દીવસે પોતાના વડા અને હાકેમની નાફર-માની કરી નથી.

મદીનામાં પહોચીને એકજ રાત પસાર કર્યા પછી બીજી સવારે હઝરત રસુલે અકરમ સ૦ લ૦ એ ફરમાન * બહાર પાડયું કે, "લોકો જે ઓહદની લડાઇમાં શામેલ થઈ ચુકયા છે તેઓજ માત્ર ફરી તેયાર થઇને દુશમનના મુકાબલામાં બહાર પડે" અબ્દુલ્લા બિન ઉબ્બી બિન સલુલ મુનાફિકોનો સરદાર હઝરત રસુલ૦ નીસાથે ચાલવાની દરખાસ્ત કરે છે પણ તે નામંજુર કરવામાં આવે છે માત્ર જાબિર બિન અબ્દુ- લ્લા રદી૦ નામના એક અનસારી સહાબા જેઓ ઓહદની લડાઇમાં ભાગ લઇ શકયા નહોતા તેમને સાથે ચાલવાની રજા મળે છે. બાકી બધા તેજ

* ઓહદનો બનાવ તા૦ ૧૫ મી શવ્વાલ હિજરી ૩ ને શનીવારે બન્યો હતો અને તા૦ ૧૬ મી શવ્વાલ હિજરી ૩ ને રવીવારે એટલે બીજેજ દીવસે રસુલે ખુદાસ લ૦ એ ફરી મુશરીકોના મુકાબલા માટે મદીનાથી કુચ કરી આપની આ કારવાઇ ભારે અગત્ય ધરાવે છે અને દરેક રીતે લાભ દાયક હતી.

..બીઓ સાથે હતા જેઓ ઓહદની લડાઇમાં શામેલ હતાં અને થાકીને ..ા તથા જખ્મો થી ચુર થએલા હતા. સહાબામાંથી એકે પણ જવાને ના પાડી નહીં.

મદીનાથી ઇસલામી લશ્કર રવાના થયું અને હમાર ઉલ અસદ મુકામે પડાવ કર્યો (હઝરત રસુલે અકરમ સલ૦) પોતાના તંબુમાં બેઠા છે એટલામાં એક માણુસ આવીને સલામ અરઝ કરે છે. (હઝરત સલ૦) હસતા ચહેરે તેના સલામના જવાબ આપી પુછે છે:—

માઅબદ બિન અબા મુઅબદ! કહો ખયરિયત તો છે ને?"

"સલલલ્લાહો અલયકા યા રસુલુલ્લાહ! બધી વાતો ખુદાનો ફઝલ છે. અલબત આપને ઓહદની લડાઇમાં વેઠવી પડેલી હાડમારીથી મને અને મારી કોમને ભારે દિલગીરી થઇ છે. અમે બધા આપની દરેક સેવા બજાવવા તૈયાર છીએ."

માઅબદ નામનો આ માણુસ ખઝાઆ કબાલાનો આગેવાન અને ઇસલામનો ખરો હમદર્દ છે. કબીલાના બધા લોકો રસુલે ખુદા સલ૦ ના ખેરખ્વાહ છે. તેમાં મુશરિક હોય કે મુસલિમ બધા મુસલમાનોની ભલાઇ ચાહનારા અને કુરેશી મુશરિકોને ધીઃકારનારા છે. મઅબદ મુસલમાન થઇ ગયા છે તેની કુરેશી મુશરિકોને ખબર નથી તેઓતો મઅબદને પોતાનો ખેરખ્વાહ સમજે છે. જ્યારે માઅબદે હઝરત સલ૦ની સેવામાં હાજર થઇ પોતાની લાગણી જાહેર કરી ત્યારે હઝરત સલ૦ એ ફરમાવ્યું:—

"માઅબદ! તમે આજે વખતસર આવી પહોંચ્યાછો માટે તમે એટલું કામ કરો કે અબઘડી મક્કા રવાના થઇ જાવ અને માર્ગમાં કુરેશી મુશરિકો મળે અને જો તેઓ આ તરફ ફરી હુમલો કરવાનો વિચાર રાખતા હોય તો તેમને કોઇ પણ પ્રકારે સમજાવી આ તરફ આવતાં અટકાવો. મારી ધારણાં છે કે તેઓએ જરૂર આ તરફ હુમલો કરવાનું નક્કી કર્યું હશે."

"બસરોચશ્મ" મા અબદ બોલ્યાઃ—"હું અબઘડીજ વિદાય થાઉં છું અને બનતી કોશીશે. તેમને પાછા ફરતા રોકું છું." આટલું બોલી હઝરત સલ૦ ની સેવ માં સલામ કરી મઅબદ વિદાય થયા. મદીનથી ત્રણ મનઝિલ ઉપર રવહા નામની એક વસતી છે. જે મકકાના માર્ગ ઉપરજ આવેલી છે. મુશરિક કુરેશીઓના લશ્કરે ત્યાં પડાવ નાંખ્યો છે. અબુસુફિયાનના તંબુના બહાર આગેવાનો એકઠા થયા છે અને સલાહ મસલેહત ચાલી રહી છે. એક જથ્થુ ઉભો થય છે અને આ પ્રમાણે કહે છેઃ—

"એ તો કાંઇ પણ ન થયું કે અમને સફળતા પણ મળી અને નિષ્ફળ પાછા ચાલ્યા આવ્યા. દુશ્મનના બળને કમજોર કરવું અને ફરી તેને બાકી રાખવું તેના એવા અર્થ થાય છે કે જાણે તેને વધુ બળ આપી દીધું. હવે મોહમ્મદ (સલ૦) ને ઘવાએલા સીંહની પેઠે સમજવું જોઇએ. ભવિષ્યમાં તેના તરફથી જે હુમલો થશે તેનો જવાબ આપણે નહી આપી શકીએ." આ સાંભળી બીજા માણસે કહ્યું:—

"નહીં. એવું ન બોલો, અત્યારે પાછા ફરવુંજ મુનાસબ હતું. મુસલમાનોને હાર મળી તો તેથી શું થઇ ગયું. તેમનો સરદાર જીવતો છે અગર આપણે તેમને વધુ દબાવ્યા તો મદીનાના યાહુદીઓ તેમની મદદમાં ઉભા થઇ જતાં પરિણામ વિપરીત આવવાનો સંભવ રહે છે." આ સાંભળી અબુ સુફિયાન તિરસ્કાર જાહેર કરતાં બોલ્યો;—

"તમે બીકણ અને બેવકુફ છો. આપણે મોટ માં મોટા નિયમનીજ ભુલ કરી છે. મુસલમાનોના મોટા સરદારોને જતા કરી લશ્કર પાછું ફેરવવું કોઇબી રીતે મુનાસબ નહોતું. કાબુમાં આવેલા દુશ્મનનો તદ્દ નાશ કરી નાખવો જોઇએ. હજુ પણ વખત હાથમાં છે. મુસલમાનો બેર વિખેર સ્થીતીમાં છે. તેમની સંખ્યા નાની છે. જખમીઓ અને માંદાઓ ઘણા છે તેથી જો અત્યારે આપણે પાછો હુમલો કરીએ તો ખરેખર

તલમાનોનો સંપુર્ણ નાસ થશે અને ફરી કોઇપણ વાતનો ભય રહેશે નહીં. તેથી હું અબઘડી પાછો હુમલો લઇ જવાની હિમાયત કરૂં છું અને...

'અબુસુફિયાન અહીં સુધી પહોચ્યોજ હતો કે બહારથી એક મુસાફર તંબુમાં આવીને કુરેશી આગેવાનોને સલામ કરે છે જેના જવાબમાં અબુસુફિયાન પોતની વાત પડતી મુકી આવનારને જોઇ બોલે છે;—

"માહઅદ ! તમે આવ્યા ? કહો શા સમાચાર છે ?"

"મુસલમાનોની મોટી સંખ્યા લઇને મોહમ્મદ (સલ૦) તમારો પીછો કરવા સારૂ મદીનાથી બહાર નીકળી ચુકયા. છે જે લોકો કોઇપણ કારણના લીધે ઓહદની લડાઇમાં સામેલ થઇ શકયા નહોતા તે બધા તેમની સાથે પુરા ઉત્સાહી બનીને ભળ્યા છે અને માત્ર ઓહદનો બદલો લેવો એજ તેમનો હેતૂ છે. "માઅબદ આ વાત સાંભળીને અબુ સુફિયાન અજબ થતાં બોલ્યો:—

"તમારૂં બુરૂ થાય આ શું બકો છો ?"

"મેં જે કાંઇ જોયું છે તેજ કહું છું."

"પણ અમે તો પાછા ફરીને હુમલો કરવાની ધારણા રાખીએ છીએ."

"હુમલો કરશો તો સખત નુકસાન ઉઠાવશો અહીંથી આગળ વધતાંજ તમને મુસલમાન સવારોના ટોળે ટોળા મળશે અને જોત જોતામાં તમારા ઉપર તુટી પડી ઓહદનો બદલોલેશે." આ સાંભળી અબુ સુફિયાન વિચારમાં પડી બોલ્યો:—

"જો એમ હેય તો હવે હું મકકા પાછો ફરીશ, હાલ તરત હુમલાને મુલતવી રાખું છું."

"અબુસુફિયાનનું "હાલ તરત હુમલાને મુલતવી રાખું છું" વળુ વાકય ખતમ થતાંજ તંબુની બહારથી કેટલાક ઝીણા અને નાજુક સાદ સંભળાયા;—

"કદી નહીં. કદી નહીં." અત્યારે અબુ સુફિયાન આખા લશ્કરનો વડો હતો. ઉપલાં શબ્દોથી ભારે ઉશ્કેરાઇ જતાં પોકાર્યો;—

"જે લોકો મારા હુકમને સમય અનુકુળ ન સમજતા હોય તેઓ તંબુમાં આવીને વાદ વીવાદ કરે આવી રીતે પરદા પાછળ રહીને ઇનકાર કરવામાં કાંઇએ બહાદુરી નથી" આ સાંભળી કુરેશી બાનુઓનું એક ટોળુ તંબુમાં દાખલ થયું. સહુથી આગળ અબુ સુફિયાનની સ્ત્રી હિંદા હતી આ જોઇ અબુ સુફિયાન ગદગદિત કંઠે બોલ્યો :—

"કુરેશી કુંટુંબની વીર બાનુઓ! બેશક આ ફતેહની વરમાળા તમારાજ કંઠોમાં આરોપવી જોઇએ. લડવઇયાઓને ઉશ્કેરવા અને નમાળાઓને આનંદની સાથે માથા આપતા કરી દેવાનું મહાન કામ તમે કરી છેવટની ફતેહ મેળવી છે અને તેમાં તમોએ આગેવાની ભર્યો ભાગ ભજવ્યો છે ઉપરાંત ઘવાએલાઓની સારવાર અને લડનારાઓની માવજત કરવામાં તમોએ બહુ મોટો અને અનુપમ ફાળો આપ્યો છે તેથી અત્યારની તમારી દખલગીરીએ કોઇ પણ આગેવાનને દિલાગ્નર બનાવ્યો નથી છતાં હું તમોને ખાત્રી આપુશું કે અમોએ પુરે પુરા વિચાર પછીજ પાછા ફરવાનો ફેસલો કર્યો છે. આમ પાછા જવાથી આપણી કુરેશી શુરવીરતાને ડાઘ લાગવાનું કે કોઇ પણ વાતની નામોશી આપવાનું તમે સમજ્યા હોવ તો તે દિલમાંથી કાઢી નાખજો." આ સાંભળી હિંદાએ જવાબ આપ્યો:—

"લાત અને ઉઝઝા દેવતાઓ કુરેશી બહાદુરોથી ખુશી થાય. કુરેશી બાનુઓની સેવાઓનો જે સ્વિકાર કરવામાં આવ્યો છે તેનો હું કબીલાની બધી બાનુઓ તરફથી આભાર માનું છું. આપણા આગેવાનોના ફેસલાની વચ્ચે આવી અમો કોઇભી રીતે તેમના કામમાં ગુંચવણ ઉભી કરવાનું પસંદ કરતા નથી પણ હાલમાંજ મદીનાથી એક સવાર આવ્યાના સમાચાર

સાંભળવામાં આવ્યા છે જેણે મોહમ્મદ સલ૦ તથા તેમના સાથીઓ
. ન જે ખબર આપી છે તે ઉપરથી હુમલો લઇ જવાની અગત્ય જણાય છે
. ને તેથીજ અમોએ હુમલો લઇ જવાને પસંદગી આપી છે.”

ખરેખર જે સમય માઅબદ, અબુ સુફિયાન ના તંબુમાં દાખલ થયા તેજ સમય એક માણસે હિંદાને ખબર આપી કેઃ–મદીનાથી એક સવાર આવ્યો છે અને તે કહે છે કે મોહમ્મદ (સલ૦) ને એટલા કારી જખમ લાગ્યા છે કે, ભાગ્યેજ તેઓ બચવા પામશે. મોહમ્મદ (સલ૦) ના સાથીઓ તેમને પોતાની સાથે મદીનાથી સમુદ્રના કિનારે લઇ ગયા છે. મદીના વાસીઓએ ઓહદમાં હાર મળવાથી મોહમ્મદ (સલ૦) ની મદદ કરવાનું મુકી દીધું છે બલકે મદીના વાસીઓના કહેવાથીજ તેઓ મદીનાથી ચાલ્યા જવાને લાચાર બન્યા છે. તેથી જો આપણે આ તકનો લાભ લઇ મદીના ઉપર હુમલો કરી દઇશું તો બહુજ આસાનીથી તેના ઉપર કબજો થઇ જશે. મદીના વાસીઓમાં એટલી હામ નથી કે તેઓ આપણો મુકાબલો કરી શકે.”

હિંદાએ આ વાત સાંભળી પોતાના સાહેલીઓને એકઠી કરી અને ખબર ખરી છે કે ખોટી તેની તપાસ કરવા અબુ સુફિયાનના તંબુ તરફ ચાલી. તંબુની પાસે પહોંચતા તેણે માઅબદ તથા અબુ સુફિયાનની વાત સાંભળી અને અબુ સુફિયાનનો છેવટનો ફેસલો પણ સાંભળ્યો એટલે તરતજ તેણીઓ પોકારી ઉઠી કેઃ—“ કદી નહીં, કદી નહીં.”

અબુસુફીયાન તરતજ થયલી ગેરસમજુતી સમજી ગયો અને તે દુર કરવા માટે બોલ્યોઃ—‘કુરેશની માનવંત બાનુઓ! મદીનાથી અબ વડી જે સવાર આવ્યો છે તેનીજ જીભે તમારા સવાલનો જવાબ મળે તો હું

ધારૂં છું કે તમારી ભુલ તરતજ સુધરી જશે.” અબુસુફીયાને માઅબદને ઇશારો કર્યો એટલે તે ઉભો થઇને બોલ્યોઃ—

મોહમ્મદ (સ૦ લ૦) પોતાના સાથીઓની મોટી સંખ્યા ... તમારો પીછો કરવા સારૂ મદીનાથી નીકળી ચુકયા છે. જે લોકો ઓહદ લડાઇમાં ભાગ કોઇ કારણ સર લઇ શકયા નહોતા તેઓ પણ સાથે છે.” આ સાંભળી હિંદા બોલીઃ—

“લાતો ઉઝઝા દેવતાના સોગંદ! મોહમ્મદ (સલ૦) ઓહદના મયદાનમાં લાગેલા જખ્મોના સબબે બચવા નહીં પામે અને તેઓ મદીના ખાલી કરી સમુદ્ર કીનારે ન્હાસી ગયાના અમે સમાચાર સાંભળ્યા હતા.”

“તમને કોઇએ ખોટા સમાચાર પહોંચાડયા.” અબુ સુફિયાન બોલ્યોઃ—“ખરા સમાચાર મળતા સમયાનું સાર અમે જે ફેસલો કર્યો છે તેજ મુનાસબ છે અને તેથી અબઘડી તેના ઉપર અમલ થવો જોઇએ.”

“બહાદુર અને દુરઅંદેશ સરદારોના ફેસલાની વચ્ચે આવવાનું અમે પસન્દ કરતા નથી. અમને અમારા સરદારો ઉપર પુરેપુરો ભરૂસો છે તેથી તેમના હકમાં દુઆ કરતાં અમે અમારા તંબુઓમાં જઇએ છીએ.”

એટલું બોલી હિંદા પોતાની સાહેલીઓ સાહિત પોતપોતાના તંબુઓમાં ગઇ. અબુ સુફિયાનના તંબુમાં ભેગા થએલા આગેવાનો પણ વિખરાયા માઅબદને હવે આ સમાચાર આં હઝરત સલ૦ ની સેવામાં પહોંચાડવાની ચટપટી લાગી પણ જો તેજ વખતે વિદાય થાય તો કુરેશીઓના મનમા શંકા જન્મ પામે અને જો કુરેશીઓની સાથે જાય તો પાછા ફરવામાં વાર થાય. એટલામાં તેના મનમાં એક વાત જન્મ પામી. અત્યારસુધી તેણે પોતાની મુસાફરીના સંબંધમાં અબુ સુફિયાનથી કોઇપણ જાતની વાત કરી નહોતી જેથી તેણે તરતજ પોતાના ગુલામને સવારીને

તાર કરવાનો હુકમ આપ્યો આ સાભળી અબુ સુફિયાને ચોકી શંકાશીલ થઇને પુછયું:—

"શું હવે મદીને પાછા જશો ?"

"નહીં," માઅબદે તરતજ જવાબ આપ્યો" હું એક જરૂરી કામ સર ખયબર જતો હતો. જો કે મારે એક અગત્યના કામસર તાકીદે ત્યા પહોચવું હતું પણ માત્ર તમારી ભલાઇ અને ખેરખ્વાહીના માટે હું આટલી વાર અહીં થોભી ગયો."

આ તાત્કાલિક જવાબથી અબુ સુફીયાનની શંકા દુર થઇ ગઇ અને માઅબદ તરતજ રવાના થઇ ગયો. બે માઇલ ઉપર ખયબરનો માર્ગ જુદો પડતો હતો ત્યાંથી માઅબદ લાબો પંથ કાપી થોડીવારમા ઇસ્લામી લશ-કરમા પહોચ્યો અને આં હઝરત સલ૦ તથા મુસલમાનોને આ ખુશખબરી સંભળાવી. એટલે બધા નીરાંતે મદના તરફ પાછા ફરી પોત પોતાને ઘેર ગયા.



| | |
|---|---|
| ગવહુરજાન | ૧—૮—૦ |
| ગાઝી અનવર શહીદ | ૦—૮—૦ |
| હઝરત પીરાને પીર દસ્તગીર ર૦ નું જીવન ચરિત્ર | ૧—૦—૦ |
| અમારા નબી | ૦—૨—૦ |
| તઝકીરએ મોહર્રમ | ૦—૨—૦ |
| હાલાતે ઇશરતમબાલ | —૮—૦ |
| મઝહબી નોંધપોથી | ૦—૧—૦ |
| તોહફએ ઇદુલ દોહા | ૦—૧—૦ |
| હઝરત મોહમ્મદ સલ૦ નું ટુંક જીવન વૃતાંત ( ત્રીજી આવૃત્તી છપાય છે ) | ૧—૮—૦ |

## ઉર્દૂ ઝબાન અને ગુજરાતી હરફોમાં

| | |
|---|---|
| કુતુબુલ ઇસ્લામ—ભાગ પહેલાંથી ૨૪ સુધી દરેક ભાગની | ૧—૬—૦ |
| બહારે રમઝાન | ૦—૮—૦ |
| ફલોરા ફલોરન્ડા—ભાગ ૧—૩ | ૫—૪—૦ |
| મનસુર મોહના | ૨—૦—૦ |
| હવાબાઝ તુર્ક | ૦—૧૨—૦ |
| હીંદી જાસુસ | ૦—૮—૦ |
| અરકાને ઇસ્લામ | ૦—૬—૦ |

ઉપરાંત બીજા નવીન પુસ્તકો છપાય છે.

લીસ્ટ મંગાવો:—**અમીર હસન નિઝામી.**

**પાંચપટી અમદાવાદ.**